ત· ગ્રન્થમાલા

# ચિત્રદર્શનો

146

કર્તા:—
ન્હાનાલાલ દલપતરામ કવિ.

## પ્રેમભક્તિ-ગ્રન્થમાલા






પ્રકાશકઃ—

**મોતીલાલ શામળદાસ શર્મા,**

૧૦, સેન્ડહર્સ્ટ રોડ, જમનાબાઇ મેન્શન—મુંબઇ

પ્રેમભક્તિ-ગ્રન્થમાલા

# ચિત્રદર્શનો

કર્તાઃ—

ન્હાનાલાલ દલપતરામ કવિ

પ્રકાશક

મોતીલાલ શામળદાસ શર્મા

વિ. સં. ૧૯૭૭ ઈ. સ. ૧૯૨૧

કીંમત બે રૂપીઆ

# જગત્‌નાં સજજનો અને સજજનીઓને
## સમર્પણ

બ્રહ્મની બ્રહ્મવાડી શી ઝૂકી બ્રહ્માંડની ઘટા:
મંહી ગુર્જરી કુંજોની છવાઇ છબિલી છટા.

એ કુંજે પુષ્પના છોડ, પુષ્પની વેલીઓ રૂડી,
ઉગે, ને પાંગરે, મ્હોરે, પ્રફુલ્લે રસપાંખડી.

લતા હિન્ડોલ ડોલન્તી, ગભીરા પુષ્પમાંડવા,
સુગન્ધે ફોરતાં, પુણ્યે-પરાગે યે જૂનાનવા.

મોંઘા જીવનસન્દેશા મ્હોરેલાં વૃક્ષવેલના,
વધાવે વિશ્વને આજે, આઘું-ઘેરું મહેકતા.

એ પરાગ નથી અન્ય, ન અન્યે એ સુવાસના,
બ્રહ્માંડે બહલાતી એ બ્રહ્મની બ્રહ્મભાવના.

અહો ! ઓ જગના જોગી ! તપસ્વી ! સાધુસાધ્વિઓ !
બ્રહ્મપરાગ મ્હેકન્તાં મહાઆત્મન્ મહાશયો !

અમારાં બ્રહ્મપુષ્પોમાં બ્રહ્મગન્ધ હશે ઉણો:
ગૌરવી ગુર્જરોના આ સત્કારો ત્હો ય સદ્‌ગુણો.

# પ્રસ્તાવના



વિવિધ પ્રસંગોએ દોરાયેલાં શબ્દચિત્રોનો આ લેખ-સંગ્રહ છે. આજથી લગભગ ચાળીશેક વર્ષો ઉપર ડૉ. હરિહર્ષદ ધ્રુવનું ચિત્રદર્શન કાવ્ય છપાયું હતું, અને સ્વ. નવલરામભાઇએ ત્હેને વધાવ્યું હતું. આ સંગ્રહમાં કેટલાંક ઐતિહાસિક ચિત્રો છે, ને કેટલાંક કાલ્પનિક છે; કેટલાંક મનુષ્યરત્નોનાં છે, કેટલાંક પ્રસંગોનાં છે, ને કેટલાંક કુદરત કે કલાની વિશેષતાનાં છે. રળિયામણી ગુજરાત અને ગુણવન્તાં ગુજરાતીઓને સદાનાં ગૌરવશાળી કરનારૂં યે આ સંગ્રહમાં થોડું નથી.

આ લેખમાલામાં કેટલુંક નથી ત્હેને માટે હું દિલગીર છું. સ્વ. જમના બ્હેન સક્કઇ તથા પ્રો. ગજ્જર એ સ્નેહીઓ ને ગુર્જરરત્નોનાં દર્શન આ દર્શનાવલિમાં નથી. ગુજરાતમુંબઇના ઉદ્યોગવ્યાપારના વડિલ ને અમદાવાદના પિતામહ રણછોડલાલ 'રૂહેંટિયાવાળા' અને પ્રેમશૌર્યની હાકલ વગાડનાર વીરપુરુષ નર્મદનાં યે ચિત્રો આમાં નથી. એ નથી તે આ સંગ્રહની મ્હને તો ઉણપો લાગે છે.

આવાં શબ્દચિત્રોના આલેખકોએ એક સાવચેતી રાખવાની હોય છે, ને આમાં એ કેટલી સચવાઇ છે તે

મ્હારે પારખી કહેવાનું નથી. રંગચિત્રની પેઠે શબ્દચિત્રે સાચ્ચું જ હોવું જોઇએ; સ્નેહને લીધે સત્યદર્શનમાં દૃષ્ટિવિકાર ન જ થવો જોઇએઃ ન હોય તે નિરખાવું ન જોઇએ, કે હોય તે પરગુણપરમાણુનો પર્વત ન થવો જોઇએ. નયનની સ્વચ્છતા ને વિવેકનાં માપ સાચવતાં યે કેટલીક વેળા ઇતિહાસનાં તેજકિરણો એવાં વરસતાં હોય છે કે ચોકખી ને સાવચેતીવાળી આંખને યે ઝાંઝવાનાં દર્શન થાય છે.

કેટલાક સાહિત્યરસિકો તો કવિતાની ટુંકી વ્યાખ્યા જ શબ્દચિત્રને કહે છે. એ વ્યાખ્યા એકદેશી છે, સર્વદેશી કે સત્ત્વદર્શી નથી. કેટલાકનો વળી એવો યે અભિપ્રાય હોય છે કે સાહિત્યકારે માનવકથા ન ગાવી જોઇએ. આ અભિપ્રાયે ઉપરછલ્લો છે, તત્વપારખુ કે મનનશીલ નથી. મનુષ્યની કુદરતની કલાની પ્રસંગની વિશેષતાનાં, જગન્નાથ પંડિતના શબ્દોમાં 'લોકોત્તર રમણીયતા' નાં, ગુણકીર્તન કોઇ સાહિત્ય ઉપાસક જેટલે અંશે ગાય તેટલે અંશે પ્રભુની જ પ્રગટ પ્રભુતાનાં તે ગુણકીર્તન ગાય છે. એ સહુ પ્રભુની જ વિધવિધ વિભૂતિઓ છે એવું ગીતાજીનું વચન છેઃ

> **यद्यद्विभूतिमत्सत्त्वं श्रीमदूर्जितमेव वा**
> **तत्तदेवावगच्छ त्वं मम तेजोंऽशसंभवम् ।**

ન્હાનાલાલ દલપતરામ કવિ

# અનુક્રમણિકા



(૧)

# ગુજરાત



## એક ઐતિહાસિક કાવ્ય

૧. ધન્ય હો! ધન્યજ પુણ્યપ્રદેશ!
અમારો ગુણિયલ ગુર્જર દેશ;
કૃષ્ણચન્દ્રની કૌમુદીઉજળો,
કીધ પ્રભુએ ય સ્વદેશઃ
અમારો ગુણિયલ ગુર્જર દેશ. ધન્ય હો!

૨. આર્યનું સાગરતીર્થ પુરાણ,
તપોવન ભૃગુવસિષ્ઠના ભાણ;
ગીતાના ગાનારા મહારાજ
પાર્થના સારથીનાં જ્યહાં રાજ્યઃ
ગ્રીસરોમથી ય જૂનાં,
કુરુપાંડવથી યે પ્રાચીન,
સોમનાથ, ગિરિનગર, દ્વારિકાઃ
યુગયુગ ધ્યાનવિલીન

ઉભીને કાલસિન્ધુને તીર
બજાવે બંસરી ભવ્ય સુધીર. ધન્ય હો !

૩. સ્થળેસ્થળ નવપલ્લવના પુંજ,
નદી ને તળાવ કેરી કુંજ;
કોમળી કવિતા સમ સુરસાળ
સિન્ધુ જ્યહાં દે મોતીના થાળ:
જગજૂના નિજ ગીત ગર્જતો
ફરતો સાગર આજ;
કેસર ઉછળી ધૂધવે ગરવો
વનમાં જ્યહાં વનરાજ:
ગિરિગિરિ શિખરશિખર સોહન્ત
મન્દિરે ધ્વજ ને સન્ત મહન્ત. ધન્ય હો !

૪. પૂર્વથી પશ્ચિમ વહે પ્રકાશ,
વ્હાણુ ભરી વ્હેતી તેમ નિકાસ;
મોહી આંગણુ ઉતર્યો જ યૂરોપ,
વીણુવા વાડીના ફૂલરોપ;
વીણી ન વણુસે પુષ્પપાંગરી
અમ રસભૂમિની છાબ;
જગમોહન મુંબઇ નગરી જૂવો !
શું પાથર્યો કિનખાબ :
નિત્ય નવફૂલે ખીલે અભિરામ
લક્ષ્મીમ્હોર્યાં લક્ષ્મીનાં ધામ. ધન્ય હો !

૫. ચોળી, ચણિયો, પાટલીનો ઘેર,
સેંથલે સાળુની સોનલ સેર;
છેડલે આચ્છાદી ઉરભાવ,
લલિત લજ્જાનો વદન જમાવ;
અંગ આખે યે નિજ અલબેલ
સાળુમાં ઢાંકતી રૂપની વેલ;
રાણુકતનયા, ભાવશોભાના,
સુંદરતાનો શું છોડ!
આર્ય સુન્દરી! નથી અવનીમાં
તુજ રૂપગુણની જોડ;
ભાલ કુંકુમ, કર કંકણ સાર,
કન્થનાં સજ્યાં તેજશણગાર. ધન્ય હો!

૬. ખેતરો ન્હાનાં, ન્હાની શી પોળ,
નાતજાતે ન્હાનડિયા ઘોળ;
ક્ષત્રીજાયાનાં ન્હાનલ રાજ્ય,
ધર્મના ન્હાનકડા જ સમાજ;
વૃદ્ધ ચાણાક્યે વર્ણ્યાં પૂર્વે
ન્હાનાં પ્રજાનાં તન્ત્ર,
એહ પુરાતનના પડછાયા
આ અમ જીવનજન્ત્ર:
એક ફૂલવેલે ફૂલતાં ફૂલ,
અમારા એક સુગન્ધ અમૂલ. ધન્ય હો!

૭. દેશ નિજ તજી ધર્મને કાજ
સાગરે ઝુકાવ્યું સફરી જહાજ;
ધર્મવીર પારસીનો સત્કાર
જગતઇતિહાસે અનુપ ઉદાર;
ઇસ્લામી યાત્રાળુનું આ
મક્કાનું મુખબાર;
હિન્દુ મુસલ્મિન પારસીઓને
અહિયાં તીરથદ્વાર:
પ્રભુ છે એક, ભૂમિ છે એક,–
પિતા છે એક, માત છે એક,–
આપણે એકની પ્રજા અનેક. ધન્ય હો!

૮. નથી રમી સમશેરોના દાવ,
નથી ત્યમ ઘણા ઝીલ્યા યે ઘાવ;
શ્રી કૃષ્ણે કુરુક્ષેત્રની મ્હાંય
લીધાં વ્રત, જાણે હજી ય પળાય:
એક ઇડરના વનકેસરીએ,
ભડવીર બાપ્પારાવ,
વિશ્વવન્દ્ય સૂરજકુળ સ્થાપી
ચિતોડ કીધ યશછાંવ:
જન્મભૂમિ દયાનન્દનાં ધામ,
ગાંધીનાં ગીતાજીવન નિષ્કામ. ધન્ય હો!

૯. સૂરતના રસિક રંગીલા રાજ,
બુદ્ધિધન ભર્યો શ્રીનગરસમાજ;

શૂરવીર સૌરાષ્ટ્રી યશવાન,
કચ્છના સાહસિક સન્તાન;
ખંડખંડ વિસ્તરતો હિન્દી
મહાસાગર મહારેલ,
તીરતીર જઇ સ્થાપી ગુર્જરી
સંસ્થાનોની વેલ;
મહાસાગરના પૃથ્વિવિશાળ
સરોવર કીધાં ગુર્જરી બાળ. ધન્ય હો!

૧૦. વનેવન લીલો ઘટાસોહાગ,
જગતનો દીપે શું અમુલખ બાગ!
સજાવ્યા જૈને રસશણગાર,
લતામંડપ સમ ધર્માગાર;
ભારતીએ કંઇ ફૂલફૂવારો
અંજલિમાં શું લીધ!
દિશદિશમાં ફૂલધાર ઉડાવી
દિલનાં પરિમળ દીધ!
હિન્દ માતની લાડિલી બાળ!
ગુર્જરી! જય! જય! તવ ચિરકાળ! ધન્ય હો!



( ૨ )

# શરદ પુનમ



પડ્યો હતો તે તટ વિશ્વનો વડો,
અગાધ એકાન્ત હતો ઊંડો ઊંડો;
પ્રશાન્ત ઝૂકી હતી આભની ઘટા,
માઝાવતી સાગરની હતી છટા.

શાન્તિ શાન્તિ હતી ગાઢ હૈયામાં અન્તરિક્ષમાં;
ત્ય્હાં સન્ધ્યાના મહાઆરે દીઠી ઉગન્તી પૂર્ણિમા.

લજ્જાનમેલું નિજ મન્દ પોપચું,
કો મુગ્ધ બાલા શરમાતી આવરે;
ને શોભી રહે નિર્મલ નેનની લીલા,
એવી ઉગી ચન્દ્રકલા ધીરે ધીરે.

અન્તરે ઉઘડ્યાં, સિન્ધુ સળક્યો, જાગી ચેતના,
અને ગુંજી રહી મીઠી ગોષ્ટિની મન્દ મૂર્છના.

ઝીલી પ્રિયાનયનનાં શર, ને વીંધાઇ,
પોઢયો હતાશ પ્રિય મૂર્છિત રૂપદર્શે;
તે વ્હાલી સ્પર્શથી સચેતન થાય, તેમ
જાગ્યો નૃલોક નવચેતન ચન્દ્રીસ્પર્શે.

મીઠા મ્હેરામણે ક્ય્હાંક વાદળી કોક વર્ષશે,
અને કો છીપમાં આજે મેઘનાં મોતીડાં થશે.

વદન પુનમચન્દ શું વિહાસે,
જલધરનું ધરી ઓઢણું વિલાસે;
પરિમલ પ્રગટાવતી ઉમંગે,
શરદ સુહાય રસીલી અંગઅંગે.

હૈયાના મ્હેલમાં જેવી કવિતા ચમકી રહે,
એવી ગેબી પ્રભાવન્તી ચન્દ્રીની ચન્દ્રિકા વહે.

મદે ભરેલી ઝીણી ટીલડી કરી,
સોહાગી દેહે રસપામરી ધરી;
શોભે ઉભી સુન્દરી જેમ બ્હારીએ:
ચન્દ્રી ચ્હડે છે નભની અટારીએ.

હસે છે સ્નેહની લ્હેરે જેવું તું, ઓ સુધામુખિ!
હસે છે એવું અત્ય્હારે ચારૂ ચન્દ્રકલા, સખિ!

સરવરજલ જેવું વ્યોમનીર
અતલ પડયું પથરાઇ નીલઘેરૂં:

પરિમલ પમરી સુધાપ્રભાના
કમલ ખીલ્યું મંહી એક ચન્દ્રી કેરૂં.

નમી આ આંખડી મ્હારી ભાળી એ દેવબાલિકા;
નમ્યાં સૌ જગનાં લોકો, નમી સૌ ઝાંખી તારિકા.

જેવું ઝૂલે સાગરઉર નાવડું,
કે મેઘને અંક કપોતિની રૂડું;
એવી સખિ ! ચન્દ્રકલા સુઝૂલતી,
જ્યોત્સ્નાસરે એકલ ભીંજતી જતી.

ગાજે છે મધ્ય રાત્રી, ને ગાજે છે તેજનિર્ઝરી;
ગાજે છે ખોખરા શબ્દે દૂર સાગરખંજરી.

કો સ્નેહી કેરા સ્નેહના કુંજઆરે
અખંડજ્યોત્સ્ના સ્નેહરાણી પધારે,
ને એકલી એ સ્નેહકુંજે ઝઝૂમે :
મધ્યાકાશે ત્યમ સુતનુ તે ચન્દ્રી એકાકી ઘૂમે.

એકલાં ઉગવું, ર્‌હોવું, એકલાં આથમી જવું :
સ્નેહથી છલકાતા આ સંસારે એમ શે થવું ?

દેવિ ! અમારા ઉરમાં પધારજો !
દ્વારે દીપો એમ દિલે સદા હજો !
આત્મા વિશે રંક, ગરીબ બારણે
આ પાટ માંડયા સહુ આપ કારણે.

સાગરે ભરતી જામી, ને જામી ભરતી ઉરે:
ઘેરા ઘેરા અનેરા ત્ય્હાં જાગ્યા સંગીતના સુરે.

કરી સ્તુતિ તે વિધુકન્યકા તણી,
ઉચ્ચારી કીર્તિ પ્રભુની ઘણી ઘણી;
ને સ્નેહમન્ત્રો ય અનેક ભાખિયા:
એ સ્તોત્રના સૌ ધ્વનિ વ્યોમ વ્યાપિયા.

અમીથી આંખડી આંજી, મન્ત્ર સૌભાગ્યના લખી,
વિશ્વના ચોકમાં રાસ ખેલે ચન્દ્રકલા, સખિ!

સ્નેહી હતાં દૂર, સમક્ષ તે થયાં,
આઘે હતાં, તે ઉરમાં રમી રહ્યાં;
ને મૃત્યુશાયી પણ પ્રાણમાં ઉભાં:
એવી બધે સાત્ત્વિક વિસ્તરી પ્રભા.

તપે છે સૃષ્ટિને માથે પુણ્યજ્યોત મહા પ્રભુ:
તપી ત્હેવી ઘડી તો તે પુણ્યની પૂર્ણિમા વિભુ.



(૩)

# કુલયોગિની



૧

ભરેલા સરમાં નીર ખાતાં'તાં મન્દ હેલિયાં;
ને હૈયું યે ચ્હડ્યું હેલે, દર્શ ત્ય્હાં દેવીનાં થયાં.

૨

છે એક ઉંજ્જ્વળ પુરાણપ્રસિદ્ધ દેશ,
ઉષ્માપ્રતાપભર સૂર્ય તપે હમેશ;
આતિથ્યની નગરીઓ જ્યંહિ ન્હાની ન્હાની;
ત્ય્હાં છે અમારી કુલની લઘુ રાજ્યધાની.

૩

તોફાની બાળુડાંને ત્ય્હાં જોતી નેન ઉંડા ભરી,
બેઠી'તી દામણી દેવી, દેહે સૌ દીનતા ધરી.

૪

સખિ! ત્ય્હાં સુકુમાર વાંકડી
નમતી એક હતી બદામડી;

ખુચના દ્રુમ ધીમું ડોલતા,
ધ્વજ જેવા ગગને વિરાજતા.

૫.

બારણામાં કરે રક્ષા સદા યે હનુવો જતી;
લીમડાની શીળી છાયા આંગણે પાથરી હતી.

૬

ઝાંખો પ્રકાશ તરુજાળી મંહીથી આવે,
ને ઓશરી મંહી સુજાજમ તે બિછાવે;
ત્ય્હાં લીલી એકસર માલતી વેલ દીપે,
ને એક ડોલર હતો તુલસી સમીપે.

૭

માંડેલો માંડવો આછો ચોકમાં છાંયડી કરે;
એક-બે જૂઇની વેલો સૂકાતી હતી તે પરે.

૮

તે તેજલીંપી શીળી ઓશરીમાં
પ્રારબ્ધની પોથી ઉઘાડી ધીમાં
દેવી જૂવે તે મંહી ભાગ્યલેખ,
મુખે હતી દુઃખિણી કેરી રેખ.

૯

અન્તરિક્ષે હતી દ્દષ્ટિ, સૂની ને કાંઇ શોધતી,
હતું તે પેખતી ન્હોતી, ન્હોતું ત્હેને નિહાળતી.

૧૦

ત્હેને ન શોધ, તુજને જડશે નહીં તે,
ત્હારો નઠોર નથી નાથ અંહી ક્યંહી યે;
આઘે ભમે શરીર, ભૂલ્યું મને ભમન્ત,
એકાકિની મૂકી ત્હને અતિ એ દમન્ત.

૧૧

આંખડી શૂન્યતાની એ પછી પાછી વળી નમે
કાદવે કમળો જેવાં બાળ જ્હાં ધૂળમાં રમે.

૧૨

કદીક સ્નેહે તુજ કંઠ ગેલતાં,
કદીક હેતે મુજ નામ બોલતાં;
કદીક મીઠી નિજ મસ્તીમાં મચેઃ
હમેશ ન્હાનાં કંઇ નાટકો રચે.

૧૩

ઉતાર્યાં દિલથી એવાં દિલે સમૃદ્ધ બાલકો;
વિસાર્યાં વ્હાલસ્હોયાં મ્હેં આત્મશ્રીભર અર્ભકો.

૧૪

લજ્જાળુ લોચન મનોહર કેરૂં ચારૂ,
તેજસ્વી આનન અનુપમનું સુપ્યારૂં;
સોહાગશોભિત વિલાસ વિનોદિનીના,
આનન્દનાં ગહન હાસ્ય : કશી કમીના ?

૧૫

અન્તરે કોઇ ચે, બાપુ! ઓછું મા આણશો રજે;
આપણા બાળની, દેવિ! તું માતા–તું પિતા થજે.

૧૬

તજિયાં બાળ, તજી મનોરમા;
કરુણાળુ! કરજો બધું ક્ષમા;
પ્રિય! ડાહ્યાં થઈ માનું માનજો,
કુલને છાજતી રીત ચાલજો.

૧૭

આવશે અતિથિરૂપે દેવી કે કોઇ દેવતા,
કે સ્નેહી કો, સગાં કો, કે હરિનાં જન ભાવતાં.

૧૮

આતિથ્ય યોગ્ય સહુનું સખિ! તું કરીશ,
ચિન્તા નથી લગીર, અર્ધ્ય પદે ધરીશ;
સૌ પૂછશે કુશળ, તું મુજ સાંઇ કહેજે,
મ્હારી વતી ય સખિ! અંજલિ અર્ધ્ય દેજે.

૧૯

દેવિ! તું કુલની રાણી, હું યે મ્હેમાન તાહરો;
માંડયું ત્હેં કુલનું રાજ્ય, રાજયોગ ખરો કર્યો.

૨૦

ક્ય્હારેક તો તું કુલ માટ રાંધતી,
ક્ય્હારેક તું મેલ ન્હડયા ઉતારતી;

કદ્‌હારેક પૂજી પ્રભુ આશિષો લહે:
નિત્યે ય ચિન્તા કુલક્ષેમની વહે.

૨૧

ઉપાડે કુલનો ભાર, ભાર્યા તે સતીને ભણી:
સંભાળે ગૃહની શોભા, તે દેવી ગૃહિણી ગણી.

૨૨.

દેવી! સતિ! પરમ પાવનકારી ભાર્યા!
કલ્યાણિનિ! ગૃહિણિ! ઓ પ્રભુપ્રેમી આર્યા!
ઢોળે શિરે નહિં કરો પતિ સૌ ગુમાને,
'સર્વસ્વ સોંપ્યું મુજને જ' તું એમ માને.

૨૩

ન બૂઝે ભાવ એ ત્હારો, કે લેશે સ્હમઝે નહીં,
ત્હો યે તું શાન્તિથી સેવા સદા સૌની કરી રહી.

૨૪

ભમે–ભમે દેહ ભલે વિદેશે,
ભલે ભમે આ મનડું વિશેષે;
નથી–નથી એક ઘડી ય ન્યારું
કલ્યાણિ! આકર્ષણ દૈવી ત્હારું.

૨૫

માહરી જીંદગી કેરું સુહાગી મધ્યબિન્દુ તું:
અન્ધારી રાત્રિમાં મ્હારી અમીનો પૂર્ણ ચન્દ્ર તું.

૨૬

માંડી જ વેદી ગૃહની, લીંપી પંચગવ્ય,
ત્હેં આદર્યો ગુણવતિ! કુલયજ્ઞ ભવ્ય;
પંચાગ્નિ પંચશિખ પંચ દિશે જલે છે,
હોમાઇને હવિ રૂપે મંહી તું બળે છે.

૨૭

સદાની યે ત્હને લાધી સમાધિ કુલયોગની:
આત્મામાં જ્યોતિ એ ધારી સોહે તું યોગિની બની.

૨૮

વિચરે તું નહિ કલ્પના વિશે,
વિસરે ના કંઇ ભ્રાન્તિને મિશે;
તુજને લાધી સમાધિ કર્મની,
કવિતા જીવ છ તું સ્વધર્મની.

૨૯

કરીને સેવના મ્હારી કીધો ત્હેં નિત્યનો ઋણી:
નમેરો–નગુણો છું હું, તું તો સાધ્વી મહાગુણી.

૩૦

એ ત્હારૂં ઋણ સખિ! કેમ ફીટ્યું ફીટાશે?
એ ઋણના ઋણી તણું સજનિ! શું થાશે?
ઓ શાન્તમૂર્તિ! વરદાયિની કુલદેવિ;
ત્હારી શુભાશિષથી મ્હારૂં અશુભ જાશે.

૩૧

કો નથી અધુરૂં વિશ્વે ? હું નથી ? કે શું તું નથી ?
કે ત્હારા ગુણનું ગાન દેવિ ! આ અધુરૂં નથી ?

૩૨

અહો ! મહાભાગ તળાવતીર !
અહો ! મહાભાગ હું યે લગીર:
જેવી ત્હમારાં જલમાં વનશ્રી,
ત્હેવી જ મ્હારા ઉરમાં કુલશ્રી.

૩૩

માહરા કુલમાં, બીજે, જ્યહાં હો ત્યહાં, ઓ તપસ્વિનિ !
નમો—નમો, મહાદેવિ ! ૐ નમો, કુલયોગિનિ !



# (૪)
# સૌભાગ્યવતી



મોગરાનો મંડપ હતો,
ને મંડપ નીચે તે ઉભી હતી:
જાણે ફૂલની લટકતી સેર.

આસપાસ અજવાળાં ઉગતાં,
ને દિશદિશમાં વસન્ત ઢોળાતી.
ક્યારેક્યારે કળીઓ ઉઘડતી,
પત્રેપત્રે પુષ્પ પ્રગટતાં હતાં.
ફૂલના સરોવર સરિખડી વાડીમાં
તે વાડી જેવી વિરાજતી.

વદને ત્હેને વસન્ત હસતી,
હૃદયે ત્હેને વસન્ત લહરતી,
બારણે ત્હેને વસન્ત બોલતી,
ઓરડે ત્હેને વસન્ત વિહરતી,

ફુલમાં ત્હેના વસન્તના વાસ હતા.
વસન્તનો વર પામેલી વસન્તપૂજારણ
આંગણું ભરી ઉભી હતી.

સૌભાગ્યના આભૂષણે શણગરાયેલી,
સંસારના મહાશણગાર રૂપ,
તે એક સૌભાગ્યવતી હતી.

પગલાંમાં ત્હેનાં પુષ્પ હતાં,
ચરણે ધરા ન્હોતી ચંપાતી.
કુલાશ્રમનો માથે ગોખ ધારી
પ્રારબ્ધપુત્રી તે સ્મિત કરતી સોહાતી.

સૌન્દર્યના ચન્દ્ર સમું મુખડું હતું,
ને મુખડે મૃદુતા પમરતી.
લજામણીના છોડ જેવાં
ભ્રકુટિનાં ચાપ નમેલાં હતાં.
નીચે કલ્યાણકારી કીકીઓમાં
આદર ને આતિથ્ય ઉઘડતાં.
આંખલડી આનન્દભીની હતી,
કેશાવલી સઘન વિરાજતી.
અંબોડલે ફૂલવેણી વિલસતી,
મંહીથી સૌભાગ્યની ફોરમ ફોરતી.
હૈયામાં નાથની વરમાળ ઝૂલતી,
ઉરખંડે અનેરી ઘટા ગોરંભતી.

અન્તરમાં મોજાં ઉછળતાં,
ઉરબન્ધ તૂટું તૂટું થતા.
રોમરોમમાં ભાવિ વિશ્વ રમતાં.
વિલાસની લોલવિલોલ લીલા શી,
સૌભાગ્યના સુધાકર સરિખડી,
સુન્દરતાની વસન્ત જેવી,
સ્વામીસ્નેહની પ્રતિમા સમી
ગૃહલક્ષ્મી ગૃહદ્વારે ડોલતી;
વાત્સલ્યની વેલી સમોવડી
કુલાગારે ઝુકેલી હતી.
કલાપીની સંકેલેલી કલા સમી
દેહદેશે નવરંગ સાડી સરતી,
મંહી લજ્જાની લહરીઓ લહરતી.
પવિત્રતાની પાંદડીઓ જેવા
ગાલ ઉપર, ભાલપત્રે,
નાથના સ્નેહલેખ હતા.
ઉરમાંથી અમૃતના ફુવારા ફૂટતા,
સન્તાન તે જીવન પી અમર થતાં.
ભરથારની દૈવી સંપત્તિ સમી
દેહાકાશે ઉષા ઉઘડતી:
કાન્તિમાં કન્થના કોડ ઝળહળતા.
શીલનો પ્રભાવ, પ્રભુતા શો,
અખંડ પ્રભાએ પ્રકાશતો.
અંગોઅંગને વિશે

શ્રદ્ધા, સરલતા, શુશ્રુષા હતાં.
જગતની જનની જેવી
સુન્દરી ભરી ભરી ભાસતી.
દૃષ્ટિમાં સન્તોષ ને શાન્તિ હતાં,
આંખડીમાં અનેક સંસાર મટમટતાં.
ઉદારલોચન, પ્રસન્નવદન, શીલશીતલ,
ચન્દ્રિકા વિસ્તરતી પૂર્ણિમા જેવી
ઉરદેહની વસન્ત વિસ્તરતી,
સ્વામીવ્રત શી અવિચલ
ઉમ્મરની સ્ફાટિકશિલાને પાટે
સૌભાગ્યવતી ઉભી હતી:
જાણે જગતની જગદીશ્વરી.

પડોશમાં આંબાવાડિયાં હતાં.
મંહીથી કોયલોની કલ્લોલવાણી
માધુર્યના અભિષેક કરતી.

સન્મુખ માધવીનાં ફૂલ ખરેલાં હતાં:
જાણે ત્હેનાં મુખનાં વેરાયેલાં વેણ.

કુલાશ્રમને આંગણે વસન્ત પધારી હતી,
ચોકમાં નન્દનનાં ચન્દન વર્ષતાં.
આનન્દવદને ભગવતી
વન્દન વન્દી વસન્ત પૂજતી:
કુંકુમ ને અક્ષત ચ્હડાવી

અક્ષત કુંકુમના અધિકાર માગતી.
ભવોભવ, પ્રાણયાત્રાના તીર્થે તીર્થે,
એ વલ્લભનો સહચાર વાંછતી.

નવવર્ષાની વાદળી જેવી
તે આશા ભરી હતી:
કુટુમ્બના આધાર જેવી
તે ધીર ધરિત્રી હતી:
સ્નેહની પરમ ભાગીરથી જેવી
દેવી પતિતપાવની હતી.

સૌભાગ્યના દેવ સરિખડો
કોડામણો કન્થ પધાર્યો:
સીતાની વાડીએ જાણે રામ.
જીવનનાં જલથી વધાવ્યો,
પ્રાણને પદ્માસન પધરાવ્યો.
આશા ઇષ્ટની સ્હોડમાં ઉભી:
મુમુક્ષુ મુક્તિને ઉમ્મર ઉભો.
આરતીની શિખાઓ સમોવડી
નયનોમાં જ્યોતિર્માળ પ્રગટી.
બારણે અદ્ભુત ઉજાસ ઉઘડયો.
અન્તરિક્ષથી અનિલ આવ્યા,
સ્નેહના સન્દેશાઓ ભર્યા તેજવાદળ
તે દિશદિશમાં લઇ પરવર્યાં.

## ( ૫ )

# નવયૌવના



કોઇ કહેશો
તે શા વિચાર કરતી હતી?

મધ્યાહ્ન હતો,
સૃષ્ટિને સેંથે સૂર્ય વિરાજતો.
આશપાશનું ઉંડું આકાશ
નીલઘેરું ને નિર્મળું હતું.
ક્ષિતિજ ઉપર જલભર પયોદ,
વિશ્વનાટકના પડદા જેવાં,
અદ્ધર સરતાં, પડતાં,
ને ધીમેશથી ઉપડતાં.
મધ્યાહ્ન ખીલેલો ને નિર્જન હતો.

સન્મુખ સાગર લહરતોઃ
જાણે આકાશ જ ઉતારી પાથર્યું!

જલ ઉપર કિરણુ રમતાં,
રૂપાની રેખાઓ દોરતાં,
હસી હસી મીટ મટમટાવતાં,
ને ઉડી ઉડી જતાં રહેતાં.
સાગરનો વિશાલ પલવટ
મધ્યાહ્નમાં પલપલતો હતો.

ઋતુ વર્ષા હતી,
ને વર્ષાની તે શરદ્મંજરી હતી.
કિનારા લીલા ને પ્રસન્ન હતા.
ધરા આંખ ઠારતી.
વિધિનું ચીતરેલ ચિત્ર હોય,
સૃષ્ટિ ત્હેવી કદી સ્થિર ભાસતી.
કાલે મેઘ વરસી ગયો હતો:
આજ પદાર્થો ઉપર જલનો રંગ ચમકતો.
બીની તેજસ્વિની લીલાશ
દિશદિશમાં પ્રસન્નતાથી પ્રકાશતી.
આછાં તેજ અને અન્ધકાર
પાંદડાંમાં સન્તાકૂકડી રમતાં.

આઘા સાગર ઉપરથી
શીતલ અનિલ આવતા.
સૃજનને સૂર્ય ઉષ્મા દેતો,
અગ્નિને અનિલ આવરી લેતા.

સકલ સૃજનઅવકાશ ભરી
ઉષ્મા ને શીતળતાની ઉર્મિઓ ઉછળતી.

ગરૂડના માળા જેવી
અન્તરિક્ષે એક આરસની અટારી લટકતી.
મહીં આરસના પાટ માંડેલા હતા.
ભ્રકુટિકોતરેલ કમાન નીચે
નમેલી રસભર વેલી સમી
એક યૌવના ઝુકેલી હતી.
તુલસીના છોડ સરિખડાં આશપાશ
સખિઓ શા પડછાયા રમતા.
ઉપર દ્રાક્ષનો ઝૂમખો ઝઝૂમતો.
સુન્દરીનાં સુન્દર નયનો
સાગરના ઓઘ ઓળંગતાં.
ગુલાબની પાંદડીઓ જેવાં ચરણુ
આરસમાં ગુલાબ પાડતા.
જમણા કરમાં મોગરાની માળા હતી.
સુકુમાર પ્રભાતરંગી સાળુમાંથી
અમૃતના સરોવર સરખો દેહ
અને તેજસ્વી કરનો કમલદંડ
હાથેળીનું પુષ્પ પ્રફુલ્લી આપવા આવતા.
અંગે અનંગની ભસ્મ ચોળી હતી.
મુખડે કવિઓની કવિતા પ્રકાશતી.
કીકીમાં સ્વપ્ન સ્ફુરતાં.

પાંદડી જેવાં પોપચાં ફરકતાં,
હૈયું ભરેલું ને વિશાળ હતું.
વિધિદીધેલ રત્ન સમો
ભાલદેશે ચન્દ્રક રાજતો.
અંગઅંગ ફૂલ ફોરતાં.
કોકિલ ડાળે બેસે ને દીપે,
તેમ રમણી નિજ કુંજે શોભતી.
અલૌકિક રંગી ઇન્દ્રચાપ જેવી
જગત ઉપર તે નમેલી હતી.
તે યૌવના શા વિચાર કરતી?

ચાંદનીના ઢગલા જેવું
શ્વેત ન્હાનકડું હરણનું બચ્ચું
નીચે રૂપાની સાંકળે બાંધેલું હતું.

યૌવના શું વિચારતી?
પ્રાણની ભરતી લોચનમાં ડોલતી.
મધ્યાહ્નનાં તેજ વિલોકતી?
જલના રંગ આલોચતી?
સાગરના તલ નિહાળતી?
અસીમ જલરેખાઓ વીંધી વીંધી
સ્હામી પારનો સંગમ શોધતી?
ગુલાબની અંજલી જેવું મુખડું,
મહીં આકાશના અણુ જેવાં નયન:

આછી ઉષાના ઓજનું અંગ હતું.
યૌવના શાં ઇન્દ્રજાળ જોતી?

એક વાદળી આવી:
મહાનૌકાના મહિમાવતી
દૂરથી એક વાદળી આવી.
સૃષ્ટિ ઉપર પાલવ પાથરતી—સંકેલતી
તેજછાયાની રમત રમતી રમતી
યૌવનાને વદન અડકી ગઇ.

કોઇ—કોઇ કહેશો
તે નવયૌવના શું વીચારતી હતી?



( ૬ )

# કાઠિયાણીનું ગીત



મ્હારા સાવજશૂરા નાથ હો! ત્હારે દેશ–કશા પરદેશ ?

કેસરઘોળી કંકાવટી, ને કુંકુમઘોળ્યો થાળ;
સૂરજ! તુજને પૂજશું મ્હારે સૂરજદેવળ પાળઃ
મ્હારા સાવજશૂરા.

આભ ઢળ્યાં ધરતી ઉરે, ત્હાં ગોરંભે કાંઇ ગીરઃ
કુંજે બોલે મોરલો, મ્હારે હૈયે નણદલવીરઃ
મ્હારા સાવજશૂરા.

રાતે ઉઘડે પોયણું, ને દિવસે કમળની વેલ;
ભાદર ભરજોબન ભરી, એવી મુજ હૈયાની હેલઃ
મ્હારા સાવજશૂરા.

ઊંચો ગઢ અલબેલડો, પડખે ચારણના નેહ;
ઝીણી ઝબૂકે વીજળી, મ્હારે ઝીણા વરસે મેહઃ
મ્હારા સાવજશૂરા.

સાતમે માળ અટારીએ કાંઇ આછા વાય સમીર;
ઝીમી મ્હારી હેલે ચ્હડી, મ્હારાં ઝૂલે આછાં મલીરઃ
મ્હારા સાવજશૂરા.

આડાં ન આવે ઝાડવાં, એવા લાંબા લાંબા પન્થ;
માણકીએ ચ્હડી આવશે મ્હારો સૂરજમુખો કન્થઃ
મ્હારા સાવજશૂરા.

નેણુથી ભાલા છોડતો, કાંઇ આંકડિયાળા કેશ;
ધણુ વાળીને વળશે મ્હારો કન્થડ જોબનવેશઃ
મ્હારા સાવજશૂરા.

આભ ઝીલીને રેવત ઉભો, ફરતો ગિરિનો સાથ;
વનમાં ગાજે કેસરી, કાંઇ ધીંગાણે મુજ નાથઃ
મ્હારા સાવજશૂરા.

કસુંબલરાતી આંખડી, રોમેરોમ ઢીંગલનાં દૂધ;
બળબાહુમાં બરછી ઉછળે, ઢાલે ઢળકે જુદ્ધઃ
મ્હારા સાવજશૂરા.

સાગર સમ સોરઠ તણી રે હિલોળા લેતી ભોમ,
ભરતીને પૂર પધારશે મ્હારો છેલડ જળને જોમઃ
મ્હારા સાવજશૂરા.

ભાલે ટમકે ટીલડી, મ્હારે હાથે હેમત્રિશૂળ;
સિન્ધુરે છાંટી ચુંદડી, મ્હારાં સોહે સૂરજફુળઃ
મ્હારા સાવજશૂરા.

આશાભરી અલબેલડી રે હીંચે હિન્ડોળાખાટ;
પિયુના પન્થ નિહાળતી કાંઇ વ્હાલમની જૂવે વાટ:
મ્હારા સાવજશૂરા.

આઘા ગીરના ડુંગરા, એથી આઘેરો ગુજરાત;
રંગભીના! હવે આવજો, મ્હારી સૂની માઝમ રાત:
મ્હારા સાવજશૂરા.



( ૭ )

# રાજવીર



રાજ્યના સિંહાસન સમું
ઉંચું એક શિખર હતું.
એ સિંહાસને ઇન્દ્ર શો તે ઓપતો.
પૃથ્વીને પાટલે દેવપતિનું જેવો
દેદીપ્યમાન તે દીસતો.

શિખરે વનના વાઘા સજ્યા હતા,
ને સ્કન્ધે પ્રફુલ્લ સાગ મ્હોરતો.
સાગમંજરીના ચમ્મર નીચે
માનવ મુગટ શો મનમોહન,
શિખર સમોવડ અડગ ને અડોલ,
બલમૂર્તિ તે વિરાજતો.

શિખરના છત્ર સરિખડો
ટોચે શિવમન્દિરનો ઘુમ્મટ ઘેરાતો.

સૂર્યતેજમાં બાલ સૂર્ય શો
ઘુમ્મટે સુવર્ણકલશ ઝળહળતો:
અણમૂલાં જવાહીરની એવી એને શિર
કલગીની જ્યોત ઝગઝગતી.

તે એક રાજવીર હતો.
લાંબી સમશેરને અઢીંગી
આજાનબાહુ તે કીર્તિકેતુ
રાજ્યવિસ્તારને વિલોકતો ઉભો હતો.

ફરતી કુંજોમાં ધેનુનાં ધણ ચરતાં,
ને ગોપવૃન્દ વેણુ વાતા.
શિખરનું મન્દિર ભરી
બ્રાહ્મણો વેદોચ્ચાર ગજવતા.
નીચે નગરનગરના ચોકમાં
ત્હેમના લોકપાવન ધ્વનિ પડતા,
ને એમ વાતાવરણ પવિત્ર થતો.
વેદવર્ચસ્‌ના વૈભવવન્તો તે
પુણ્યની પ્રતિમા જેવો પ્રકાસતો.

ત્હેને મહિમાવાન દેહદેશે
રાજ્યશ્રીની પ્રભા પ્રગટતી.
શેષની ફણાઓ સમોવડા
વિષદંશી ને મણિદાનેશ્વરી

કરદંડ ત્‍હેના ઝૂલતા.
પદ્મ સમું હૃદય પથરાતું.
વિશાલ અને સ્નાયુબદ્ધ
વજ્રવાળેલ દેહદુર્ગ હતો.
ત્‍હેના ગૌરવવન્તાં નયનોમાં
સૂર્ય ને ચન્દ્ર બેઠા હતા.
પ્રજાએ ધરાવેલા મુગટમાંથી
તારકાવલિ સમું રત્નમંડલ તગતગતું,
ને મંહીથી પ્રકાશની ધારાઓ વર્ષતી.
ગાંડીવ અને પિનાક જેવી
નમણી ભમ્મરો નમેલી હતી.
ચ્હડાવેલાં શર સરિખડાં
દૃષ્ટિનાં કિરણો ઝબકતાં.
અગ્નિની શિખા જેવો અધર હતો,
વિધાત્રીની પાટી જેવું લલાટ હતું.
પ્રગટતા પ્રભાતરંગી કપોલે
તપની ઉગ્રતા, દાનની ઉદારતા,
સામન્તનું શૂરાતન, નાયકની રસિકતા,
સરલતા, દક્ષતા ને સાદાઇની
જન્મપુરાણ રેખાઓ લંબાતી.
તડકાછાયાની પેઠે વદનમાં
પ્રતાપ ને શીતળતા રમતાં.
રોમરોમમાંથી સત્યનું તેજ ભભૂકતું.

કાળી કાચણુ જેવા મ્યાનમાં
વીરત્વભીની સમશેર વિરામતી.
કંઇ વારી રાખેલા જેવી,
મહાસાગરની માઝાવતી
તે માનવસાગરની મુદ્રા હતી.
ત્હેનું ખડ્ગ નીકળતું
ત્ય્હારે વીજળીઓ ચમકી ર્‌હેતી :
ત્હેની હાકલ વાગતી ત્ય્હારે
અસુરલોકની પ્રલયગર્જના ગર્જતી.
આરસપાટ જેવો ઉજ્જવલ
ધર્મનો જાણે સ્થંભ હોય,
વડછાયા જેવો શીતલ
રક્ષાનો જાણે મંડપ હોય :
ત્હેવો તે ધૈરગમ્ભીર દીસતો;
આભના આધાર જેવો
ભવ્ય ને વિરાટાંશ ભાસતો.
પુણ્યશ્લોક ત્હેનું નામ હતું.
સંગ્રામના વિજયધ્વજ સરિખડો,
મહારાજ્યની પ્રગટ કલા સમોવડો
રાજરાજવી તે વિશ્વખોળે વિલસતો.
જગતનું પ્રારબ્ધ ઘડનાર,
ભવિષ્યના ઇતિહાસ રચનાર,
પ્રજાના લાડકોડ પૂરનાર,

લાલન પાલન ને વાત્સલ્યભર
પુણ્યશાળી પાવનકારી પિતામહને
નિરખી નિરખી પૃથ્વી નમન નમતી.

પદ આગળથી ત્હેના ગંગા ફૂટતી :
આબાલવૃદ્ધ સકલ રાજ્યલોક
બારે માસ ત્હેનું પાણી પીતાં.

મેઘ જેવી ભૂમિ ભીની હતી.
દેવી અન્નપૂર્ણાના અખૂટ પાત્ર સમી
ભૂમિ ધનધાન્યથી ભરછક ઉભરાતી,
ને લોકો વિધવિધની લણુણી લણુતા.
પૃથ્વી પ્રસન્નવદની હતી,
ને ત્હેના સ્મિત સરિખડી
દિશદિશમાં હરિયાલી હસતી.

ઝરણુની નાળના ઘાસમાં
દીપડો લપ્પાતો હતો.:
કાંઠે વાઘ ઘવાઇ પડયો હતો.

પાછળ સુર્ય પ્રગટતો,
કોટી કોટી કિરણુમાળે વધાવતો.
પ્રજાહિતના અભિલાષ શી છાયા
આગળ દેશ વીંધી પડતી.
ધર્મ, સમભાવ, સહકર્મશીલતાના

તાણાવાણા વણી વણી
નાગરિકો તે છાયામાં નગર ગૂંથતા.

આકાશમાંથી વાદળ ઉતરે
ને જગત ભરી પડછાયો પડે,
ત્હો ય ઉન્નત શિખર તેજસ્વી રહે :
એવો જગત્છાયાથી પર મ્હારાજસ
તે રાજવીર વિરાજતો હતો.

( ૮ )

# શ્રીમન્ત મહારાજ સયાજીરાવ ગાયકવાડ:

## તેજછાયાનું એક ચિત્ર



છાયા વિનાનું તેજ કોઇએ દીઠું છે? જગતનો મધ્યાહ્ન તપતો હોય છે ત્હારે યે જગતમાં પડછાયાઓ પડેલા નથી હોતા? સૂર્યમાં સૂર્યધાબાં છે, અને પૃથ્વીનો ગોલાર્ધ નિરન્તર અન્ધકારમાંજ હોય છે. વિશ્વમાં દિવસ અને રાત્રિ ઉભય છે. પરાજય નજ દીઠા હોય ત્હેવો અજીત વિજયનોબત જ સુણનારો સેનાપતિ માનવ ઇતિહાસે દીઠો નથી. આવા કુદરતી નિયમને લીધે કોઇ પણ મનુષ્યની તુલના જમેઉધારના સરવૈયાથી જ થઇ શકે. ઉડી જતાં ધુમ્મસથી છલ્લાછલ ભરેલી સ્હવારની વનમાલામાંથી તેજછાયાના મનોહર વાઘા સજીને ઉપર તરી આવતા કોઇ શિખર સમોવડ મહારાજ સયાજીરાવ ગુજરાતનાં વન ઉપર આજે તરી આવે છે.

પ્રારબ્ધ અને પુરુષાર્થ ઉભયના પ્રકાશ અને પડછાયા એ માનવશિખર ઉપર પડી પોતપોતાનાં વિધવિધ રંગોની રંગોળીની જીવનભાત પાડી ગયેલ છે. એલેક્ઝાન્ડર કિન્લૉક ફૉર્બ્સ સમા થોડાક મહાન વિદેશી ગુજરાતીઓ સમા શ્રીમન્ત મહારાજ સયાજીરાવ ગાયકવાડ એક મહાન ગુજરાતી છે. યૌવનકાલમાં મુંબઇ નગરીના સિંહ સર ફિરોઝશાહ મહેતા અને ગુજરાતભક્ત પ્રેમશૌર્યનો ડંકો વગાડનાર કવિ નર્મદ જેવા કેટલાક ગુજરાતી વીર પુરુષોના નામોચ્ચારણથી ગુજરાતીઓના કલ્પનાતરંગ હિન્ડોલે ચ્હડે છે ત્હેવા થોડાક કલ્પનાપ્રકાશક ગુજરાતીઓમાંના એક મહારાજ સયાજીરાવ છે. પ્રાચીન યુગમાંથી નવયુગમાં ચયેલી અને થતી ગુજરાતની યુગસન્ક્રાન્તિના આદિનાયક કવિ દલપતરામથી માંડીને આજ સૂધીના એ સન્ક્રાન્તિકાલના સર્વ ગુર્જરવિચારકો અને કાર્યધુરંધરોમાં વડોદરાના વર્તમાન નરેશનું સ્થાન પ્રથમ સિંહાસને છે. ગુજરાતના સર્વશ્રેષ્ઠ અને સર્વવિશાલ દેશીરાજ્યના છેલ્લાં પાંત્રીશ વર્ષથી કમાન ઝીલનાર ને મુગટ ધરનાર ગુર્જર મંડલીકેશ્વરનું જીવનચરિત્ર પ્રેરક, ઉલ્લાસક અને આનન્દાશ્ચર્યજનક છે. ઇ. સ. ૧૮૬૩ માં મરાઠાઓના કવલાણાના ગામડામાં જન્મેલા ગોપાલ બાલકનું ગુજરાતને સ્મરણપ્રિય ખંડેરાવ મહારાજનાં સદ્‌ગત મહારાણી જમનાબાઇ સાહેબને ખોળે દત્તક લેવાઇ ઇ. સ. ૧૮૭૫ માં ગુર્જરાધીશ બનવું: ઇ. સ. ૧૮૭૫ થી ૧૮૮૧ સૂધી ૭ વર્ષના સતત પરિશ્રમથી એ નિરક્ષર ગ્રામ્ય ગોપાલના આરસપહાણને ઘડી ઘડી સયાજીરાવ

ગાયકવાડની સાક્ષરવન્દનીય નગરશોભાસ્પદ રાજમૂર્તિ રચાવી: તે પછી પાંત્રીસ વર્ષથી ચાલતો એકચક્ર યશસ્વી યુગસન્ક્રાન્તિ સમો રાજકારભાર: મહારાણી લક્ષ્મીબાઇ સાહેબ કાજે યોજેલા લક્ષ્મીવિલાસ મહેલમાં મહારાણી ચીમનાબાઇ સાહેબનો રાજવૈભવ: સિન્ધિયા મહારાજને દીધેલાં રાજકુમારીનો કુચબિહાર મહારાજ સાથે લગ્નપ્રસંગ: સ્વર્ગસ્થ ધર્મપત્નીના સ્મરણાંશ તરીકે ઉછેરેલા યુવરાજનું નવયૌવનમાં યમરાજની પાંખમાં ઝડપાવું: જાહોજલાલી અને કીર્તિની જાજવલ્યમાન કલગી રાજમુગટમાં વિરાજી જડીક ફરકતી થઇ ત્ય્હાં તે યશકલગીનો તેજકલાપ ઝંખવાવો: શ્રીમન્ત સયાજીરાવ મહારાજના જીવનમાંનાં આવા મહાપ્રસંગોમાં પ્રારબ્ધ અને પુરુષાર્થની અટાપટી પરમેશ્વરી ભાત વિરાજી રહેલી છે. પ્રારબ્ધવાદીઓએ તેમ જ પુરુષાર્થવાદીઓએ પોતપોતાનાં સત્ય અને સીમાઓ એ જીવનગ્રન્થમાંથી શોધી શીખવાનાં છે.

મુગલ શાહાનશાહતની સ્હાંઝ પડી ત્ય્હારે મહારાષ્ટ્ર-કુલતિલક શિવાજી મહારાજનો તારો હિન્દની ક્ષિતિજ ઉપર ઉગ્યો, પણ એ સાન્ધ્યતારકનો પ્રકાશ દીર્ઘકાલ તપ્યો નહીં. નિર્વીર્ય ક્ષત્રિયોની રાજ્ય–લગામ ને રાજસિંહાસન બ્રાહ્મણમન્ત્રીઓએ લઇ લીધાં, અને એ પેશવાને જ પગલે ચાલી કાલાવધ્યે ત્હેમના જ ચાર સેનાપતિઓએ સ્વતંત્ર જેવા થઈ મહારાષ્ટ્ર બહાર પાટનગરો કીધાં. નાદિરશાહ ઇરાની મુગલાઇની છેલ્લી જાહોજલાલી લૂંટીને લઇ ગયો

તે પહેલાં ગુર્જર પ્રાન્ત પિલાજીરાવ ગાયકવાડે સર કર્યો હતો. ઇ. સ. ૧૭૦૭ પછી અને ૧૮૫૭ સુધીના ચક્રવર્તી એકતન્ત્રવિહોણા દોઢ શતકમાં હિન્દુસ્તાનના ચોખૂટમાં પ્રાન્તવાસીઓના સમૂદાયો, ભટકતા નેસ જેવા, પરપ્રાન્તોમાં જતા, જીતતા, અને વસતા, એમ ગુજરાતમાં યે એ કાલમાં દક્ષિણીઓનાં થાણાં, સદરદેશમુખી ને ચોથ ઉઘરાવવાને કારણે, ઠામ ઠામ સ્થપાયાં. એ સેનાઓ દાવાનળ જેવી ગુજરાતની કુંજોમાં ઘૂમતી, ને લીલાં વનવેલ ને પાકને બાળી ભસ્મ કરતી. ઇ. સ. ૧૮૦૯ માં કંપની સરકાર સાથે ગાયકવાડ મહારાજને તહનામાં થયાં, ને એ અગ્નિપ્રદક્ષિણાઓ અસ્ત થઇ. મહારાજ ખંડેરાવને તો હજી યે ગુજરાત ભાવથી સંભારે છે. ઇ. સ. ૧૮૭૦ માં મહારાજ ખંડેરાવ દેવ થતાં ત્હેમના ભાઇ મહારાજ મલ્હારરાવ વડોદરાની ગાદીએ આવ્યા, ને ત્હેમની પાંચ વર્ષની કર્મકથની તો તાજી હોઇ સર્વવિદિત છે. તે પછી મહારાજ સયાજીરાવ ગુર્જર સિંહાસને પધાર્યા, અને સદ્‌ભાવ ને સદ્‌વિદ્યાનાં જલ સીંચી પૂર્વજોએ પાથરેલી ભસ્મને યે નવચેતનથી હરિયાલી કીધી છે, ને સૂકાતી જતી ગૂર્જરકુંજોને નવપલ્લવે પાંગરાવી છે.

કસબી આંગલી ને તરખૂણિયા મંડિલધારી નીરક્ષર ગોપાલ છ વર્ષના અરસામાં અનુભવી ને નિપુણ રાજા સર તાંજોર માધવરાવથી યે મહાતેજસ્વી મહારાજ સયાજીરાવ થઇ નીવડયા એ છ વર્ષના શિક્ષણ શિક્ષક ને સમસ્ત

ઉછેરનો વિચાર કરતાં આશ્ચર્યાનન્દ નથી થતો? વર્તમાન હકીક્ત નહીં પણ ઇતિહાસમાંની એ કથા હોય એમ કોઇ વર્ણવે તો તે અદ્‌ભૂત ન લાગે? ઇ. સ. ૧૮૫૦ ની આસપાસમાં ગુર્જરપ્રિય ફાર્બસ સાહેબે સાદરામાં તાલુકદારી સ્કુલ કાઢી અને એ અરસામાં કવિ દલપતરામે રાજવિદ્યાભ્યાસનું કાવ્ય લખ્યું, અને એમ એ મિત્રદંદે રાજકુમારોના શિક્ષણનો પાયો રોપ્યો, ત્‍હારથી આજ સૂધીમાં એ આંબે અનેક સદ્‌ફળ આવ્યાં છે, પણ ત્‍હેમાં યે મહારાજ સયાજીરાવ અદ્વિતીય છે. મહારાજનાં શિક્ષણક્રમમાં ઇતિહાસ અને અર્થશાસ્ત્ર મુખ્ય હતાં, તથા મિ૦ ઇલિયટ જેવા સુદૃઢ લગામધારી શિક્ષાગુરૂ હતા. પ્રખ્યાત ઇતિહાસનવેશ ગિબનકૃત રોમના મહારાજ્યનો અસ્ત અને વિનાશ–The Decline and Fall of the Roman Empire by Gibbon એ મહાગ્રન્થ એ કાલમાં મહારાજનું પ્રિય પુસ્તક હતું. એ શિક્ષણક્રમને પરિણામે બુદ્ધિવિકાસ કેટલી અવધે પહોંચી શકે તે આપણે અનુભવીએ છીએઃ સૂક્ષ્મદર્શક ને દૂરદર્શક ઝીણવટ ને સર્વગ્રાહીત્વ કેટલું ખીલે ત્‍હેનું દ્રષ્ટાન્ત પ્રત્યક્ષ જ છે.

ગાદીનશીન થયા પછી દેશદેશાન્તરના વિધવિધના લોકસમાજ અને લોકસંસ્થાઓ નિરખવા ને પારખવા કાજે મહારાજે વારંવાર સમુદ્રોલ્લંઘન કર્યું છે, અને પ્રથમ સમુદ્રોલ્લંઘન પછી દેહશુદ્ધિને અર્થે પ્રાયશ્ચિત્ત લીધું હતું. પૃથ્વીપરક્રમ્માની મહાયાત્રા યે મહારાજે અને મહારાણીજીએ

કરેલી છે, અને એમ બુદ્ધિઉછેરના એકદેશીય શિક્ષણક્રમનું અધૂરાપણું કાંઇક પૂરાયું છે.

પણ ઇંગ્રેજ રાજકવિ ટેનિસન કહે છે તેમ Let knowledge grow from more to more, But more of reverence in us dwell: બુદ્ધિવિકાસની પાંખને સમતોલનમાં રાખનારી પૂજ્યભાવનાની પાંખ ધર્મશાસ્ત્રાધ્યયન વિના મહારાજમાં પ્રગટી નહી, ને એ અધૂરાપણું અધૂરૂંજ રહ્યું. મહારાજ સયાજીરાવ પોતાને પૂજ્ય માને છે, પોતે કોઈ દેવ કે મહાત્માના પૂજારી હોય તો લોકસમુદાયને હજી જાણ નથી: પોતાના ભક્તને વાંછે છે પણ પોતે કોઈ પ્રિયજન કે ગુરુજનના ભક્ત હોય તો દુનિયાને હજુ તે હકીકત અજાણી છે.

મહારાજની તરૂણાવસ્થામાં બે બનાવ બન્યા, અને મહારાજના પ્રત્યેક કાનમાં અકૂકેક જીવનમન્ત્ર તે સંભળાવી ગયા છે.

પહેલો પ્રસંગ પોતાની જ જીવનકથામાં હતો, ને તે ઉપર સૂચવેલો છે. અપ્સરાઓ જાણે કોઇને ઝડપી જાય ને ક્ષુદ્ર માનવબાલને દેવશણગારે શણગારી દેવસિંહાસને સ્થાપે એવો ચમત્કાર ગાયકવાડ મહારાજની જીંદગીમાં બન્યો. બારમે વર્ષે કવલાણાના ખેતરમાંથી વિધિએ ત્હેમને ઝડપી લઈ ગુર્જરમહારાજનો ખિલઅત પહેરાવી ગુર્જરસિંહાસને સ્થાપ્યા, એ દત્તક ક્રિયા અને એ તખ્તનશીન ક્રિયાઓને પ્રસંગોએ સયાજીરાવ ગાયકવાડમાં જીવનના પાયારૂપ એક

સુદૃઢ માનીનતા પ્રગટાવી કે ‘હું મહારાજ.’ વડોદરાના મહેલમાં ચહા પીતાં કે રાજદરબાર ભરતાં, સ્હવારે ફરવા જતાં કે બપ્પોરે રાજકાર્યના હુકમો આપતાં, વડોદરામાં કે વડોદરા રાજ્યમાં, હિંદુસ્થાનમાં કે પૃથ્વીની પરિક્રમણા કરતાં; રાજકુટુંબ વચ્ચે વિરાજતાં કે પ્રજાની મહાસભાઓના પ્રમુખસ્થાનમાં : મહારાજનો એ રાજખિલઅત ઉતારાતો નથી, ને ‘હું મહારાજ’ની માનીનતા વિસારાતી નથી. ‘હું બીજાથી નિરાળો છું,’ ‘હું અદ્વિતીય છું’ એ ભાવનામાં વીર પુરુષોનાં પરાક્રમની પ્રેરણા રહેલી છે, તેમ જ એમાંથી અન્ય સકલમાં અનાદર અને અશ્રદ્ધા જન્મે છે. મહારાજ સયાજીરાવને એ ભાવનાના લાભાલાભ ઉભય મળ્યા છે.

મહારાજના બીજા કાનમાં જીવનમન્ત્ર સંભળાવ્યો તે બીજો પ્રસંગ હિંદુસ્તાનના ઇતિહાસમાંનો હતો. મહારાજ તખ્તનશીન થયા ત્હેવામાં સિમલામાં સર્વ વાઇસરોયના ભૂષણરૂપ ને જેની કસોટીએ હિન્દી પ્રજા સર્વ–ભૂત વર્તમાન ને ભાવિ–વાઇસરોયોને ચ્હડાવી પારખશે તે ઉદારચરિત્ મહાશય માર્કિવસ રિપનનો લોકહિતૈષી અમલ હતો. સ્થાનિક સ્વરાજ્ય–Local Self–Government–નો કાયદો ઘડી તે મહાનુભાવ બ્રિટિશ રાજનીતિવેત્તાએ બ્રિટિશ ઇતિહાસમાંનું ને બ્રિટિશ પ્રજાજીવનમાંનું એક પરમ રાજસૂત્ર હિન્દી પ્રજાને શીખવ્યું કે રાજસંસ્થા એટલે અમલદાર વર્ગ નહી પણ પ્રજાના પ્રતિનિધિઓ. તે

સમયે ભારતવર્ષમાં ઠામઠામે ઉત્સવો થયા, ઉદારવાદ–Liberalism–ની હિન્દના રાજ્યઅમલમાં ફતેહ થઈ, અને ભારતી પ્રજાએ બ્રિટનને અને બ્રિટનના વિશાલહૃદય રાજધુરંધરોને આશીર્વાદ આપ્યા. માર્કિવસ રિપને હિમાલયના શિખરેથી ઉચ્ચારેલા પ્રજાપ્રતિનિધિત્વના એ રાજમન્ત્રની મહાઘોષણા સારા હિન્દુસ્તાનમાં ગાજી ઉઠી–અને હજુ યે ગાજે છે–, અને મહારાજ સયાજીરાવના કર્ણદ્વારે એ પ્રજાભાવનાનો ધ્વનિ પહોંચ્યા વિના રહ્યો નહીં જ હોય. બ્રિટિશ સલતનતના પ્રમુખ પ્રતિનિધિને એ મહામન્ત્ર ઉચ્ચારતા, ને ભારત સમુદાયને એ રાજસૂત્ર હર્ષગર્જનાથી વધાવતા મહારાજે સાંભળ્યા હોવા જ જોઇએ. તે પછીની આજ સુધીની વિધવિધની પોતાની પ્રજાઉદ્ધારની સકલ પ્રવૃત્તિઓનો એ નીતિમન્ત્રને પ્રાણ અને પ્રેરણારૂપ મહારાજે કીધો છે.

મહારાજ સયાજીરાવ ગાયકવાડના જીવનનો નિકટથી અભ્યાસ કરનાર સન્ત નિહાલસિંહ મહારાજને વડોદરાના Autocrat–એકચક્ર સત્તાધારી-અને Dictator-સર્વસત્તાધીશ કહે છે, અને સાથે એમ પણ વર્ણવે છે કે 'Preparing his people for autonomous government.' પોતાની પ્રજાને પ્રજાપ્રતિનિધિના રાજતન્ત્રને કાજે કેળવનાર મહારાજા છે. એ બન્ને ભાવનાઓ ઉપરના બે મહાપ્રસંગોએ મહારાજમાં જન્માવી હોય એમ જણાય છે, ને એમ મહારાજના જાહેર જીવનમાં

એ આદર્શ બન્ધાયા લાગે છે. એ બે પ્રસંગોમાં મહારાજના રાજજીવનની કુંચીઓ છે, અને મહારાણી લક્ષ્મીબાઈ સાહેબનું દેવ થવું ને મહારાણી ચીમનાબાઇ સાહેબ સાથે લગ્ન થવાં એ પ્રસંગમાં મહારાજના કુટુંબજીવનની ચાવી છે. એ ત્રણ પ્રસંગોમાંથી મહારાજના જીવન-મહાલયના લગભગ સકલ ઓરડાઓની ત્રિગુણ સમી ત્રણ ચાવીઓ જડે છે, અને એ ત્રણે પ્રસંગો મહારાજની પહેલી પચ્ચીશીમાં જ બની ગયેલા છે.

મહારાજે શું શું કર્યું છે એ પ્રશ્નનો થોડામાં ઉત્તર આપવો સહેલો નથી, કારણકે મહારાજે થોડું કર્યું નથી. છતાં એક બાદબાકી આવડે તો કરોઃ હાલનાં વડોદરા અને વડોદરા રાજ્યમાંથી ઇ૦ સ૦ ૧૮૮૧ નાં વડોદરા અને વડોદરા રાજ્ય બાદ કરો, અને જે જવાબ આવે ત્હેમાં ઉપરના પ્રશ્નનો ઉત્તર ત્હમને મળશે. લગભગ એકડે એક અને મૂળાક્ષરથી જ મહારાજને પ્રજાઉદ્ધારનું પરિયાણ કરવાનું હતું, અને ત્હેમાં શારદાપીઠના પદવીધર જેટલો પ્રગતિવિજય મેળવ્યો છે. હવે તો પદવીધરની ને પ્રજાજીવનની તેહની પરીક્ષાઓ બાકી છે. રાજનીતિના ભૂમિતિ-સિદ્ધાન્તો અનુસાર બારમા સ્કન્ધ પ્રમાણેના પ્રજાઉદ્ધારના મહાઅટપટાં રેખાચિત્રો મહારાજે દેશપટ ભરી દોરેલાં છે, પણ ચિત્રકારનું જીવનચિત્ર, જાણે પ્રજામૂર્તિની રગેરગમાં જીવન ધબકે છે અને મુખમુદ્રામાં ચેતન ઝબકે છે એવું જીવન્ત પ્રજાચિત્ર, હજી એ રાજચિતારાથી ચીતરાયું નથી.

ઇ૦ સ૦ ૧૮૮૧ માં વડોદરા રાજ્યમાં પ્રાથમિક શાળાઓ ને હાઇસ્કુલો કેટલી હતી, અને આજે કેટલી છે ? તે વખતે ભણેલા નરનારના ટકા પ્રજામાં કેટલા હતા, ને આજે કેટલા છે ? મહારાજે પ્રજાકેળવણીનાં ત્રણે સ્વરૂપોની ખીલવણીથી પ્રજાઉદ્ધારનો સુયોગ્ય પાયો માંડયો, અને શારદાપીઠની અનેક વિદ્યાશાળાઓના અભ્યાસક્રમ પ્રજાને સુલભ કર્યા. ભણ્યા પછી યે જગતનાં સર્વોત્તમ અનુભવભંડારનાં પુસ્તકો ભણેલાઓ વાંચતા નથી એ જોઇ મહારાજે પુસ્તકભંડાર નગરેનગરે અને ગામેગામે સ્થાપ્યાં. ઇ. સ. ૧૮૬૯ માં વડોદરામાં એક પુસ્તકશાળા સ્થાપવાની વિનંતિ મ્હારા પિતાએ મહારાજ સયાજીરાવના રાજપિતાને કરી હતી, ને એ બે વૃધ્ધોના મેળાપની કથા દલપતકાવ્યના ગુર્જરીવાણીવિલાપમાં વર્ણવેલી છે. ખંડેરાવ મહારાજે કવિ દલપતરામને એ પ્રસંગે વચન પણ આપ્યું હતું કે પુસ્તકશાળા સ્થાપીશું અને નિશાળ માંડીશું, પણ એ વચન સિદ્ધ થાય તે પહેલાં વરસેકમાં મહારાજ દેવ થયા. એ ગુર્જરપ્રિય મહારાજે ૪૭ વર્ષ ઉપર મ્હારા પિતાને આપેલ રાજકોલ એ રાજપિતાના રાજપુત્રે આવી અણકલ્પી સરસ રીતે પાળેલો નિહાળી મ્હારા પિતાના પુત્રને આશ્ચર્યાનન્દ વિના બીજું શું થાય?

સંસ્કૃત વિદ્યાનો ખિલાવે મહારાજ વિસર્યા ન હતા, ને આજે પણ વડોદરાની પરીક્ષામાં પાસ થયેલો શાસ્ત્રીવર્ગ ગુજરાતમાં કે ગુજરાત બહાર થોડો નથી. પણ

સયાજીરાવ મહારાજના રાજ્યઅમલનો જે એક ઉત્તમ વિદ્યાપ્રચારનો પ્રયત્ન તે તો કલાભવન. ગુજરાતીઓ સાહસિક વ્યાપારીઓ છે ને ગુજરાત વ્યાપારમુલક છે એ જોઇ કવિ દલપતરામે હુન્નરખાનની ચઢાઇ લખી, ને અમદાવાદના પિતામહ તુલ્ય પરમ નાગરિક દીર્ઘદર્શી રણછોડભાઇએ વણવાકાંતવાની મિલ કાઢી, ને પરિણામે મુંબઇઅમદાવાદ હિન્દનાં લિવરપુલ માન્ચેસ્ટર જેવાં થઇ રહ્યાં. ગુર્જરરત્ન પ્રો. ગજ્જરે પણ પ્રજાજીવનની એ દિશા જોઇ, અને મહારાજ સન્મુખ હુન્નરકલાની વિકાસયોજના ઘડીને મૂકી. ચકોર મહારાજે એ યોજના મંજૂર કરી, વિશ્વકર્માની એ શાળામાં વિશ્વકર્માના પુત્ર પ્રો. ગજ્જરને આચાર્ય નીમ્યા, ને કલાભવન ઉઘડ્યું. એ પ્રિન્સિપાલ સાથે સાક્ષરરત્ન મણિશંકર વાઇસ–પ્રિન્સિપાલ તરીકે જોડાતાં હુન્નરઉદ્યોગોમાં અને સુતાર લુવાર રંગારી જેવા કારીગરોમાં યે સાક્ષરતા જાગી, જ્ઞાનમંજૂષાની માલા શરૂ થઇ, રસરંગરહસ્ય નામનું સચિત્ર સુકલાવન્તુ માસિક નીકળવા માંડ્યું, હુન્નરવિદ્યાકલાની પરિભાષા ઘડાવા માંડી, ને હિન્દી ગુજરાતી સંસ્કૃત ઇંગ્રેજી એમ ૭ ભાષાઓનો અનેકભાષાકોષ રચાયો. મિલોને વર્તમાન રંગાટ કામના રંગારા મળ્યા, સુતારોને વર્તમાન કલાશિક્ષિત કામ કરનારા મળ્યા, ને ગુજરાતના કારીગરોમાં થયું કે કારીગિરીનો ને દેશનાં હુન્નરકલાના પુનરુદ્ધારનો યુગ આવી પહોંચ્યો છે. કલાભવનનાં પહેલાં દશ વર્ષની કથા મહારાજ સયાજીરાવના રાજ્યઇતિહાસનું અને પ્રૉ. ગજ્જરનાં જીવનઇતિહાસમાંનું સોનેરી પ્રકરણ છે.

હરિઇચ્છા જૂદી હશે. એ બે મહાપુરૂષોની સહિયારી પેઢીના બે ભાગીદારોએ જુવારૂ કરી જૂદી જૂદી પેઢીઓ માંડી, પણ બન્નેને અણુપૂરાયેલી ખોટ ગઇ છે. પ્રો. ગજ્જર મોતી ને હીરા ધોવામાં, મહાન્ કલ્પનાઓ કલ્પવામાં, અને ઝવેરીઓના કોર્ટકલહોમાં પડયા. મહારાજ સયાજીરાવ આજે પણ કલાભવન ચલાવે છે, જ્ઞાનમંજૂષા અને રસરંગરહસ્ય બંધ થર્યાં, અનેકભાષાકોષ વણછપાયેલો સડે છે, ને ગુજરાતનાં હુન્નરકલાકારીગિરીના ઉદ્ધારનો પ્રશ્ન જેવો ને ત્હેવો અનુત્તર હજી ઉભો છે. મહારાજે બેન્ક કઢાવી, વ્યાપારનું ખાતું કાઢી મન્ત્રી નીમ્યા, ઉદ્યોગોના ખિલાવનું કમિશન નીમ્યું, ને ત્હેને લાખોની રકમ સોંપી: પણ ફરી એ રંગ જામ્યો નહીં: પ્રો. ગજ્જર જેવા સેનાપતિ વિના મહારાજ સયાજીરાવ ગાયકવાડ હુન્નરખાનની ચઢાઇ જીતી શકયા નહીં.

મહારાજ સયાજીરાવના બાંધકામ ખાતાએ મહેલ હવેલીઓ વિદ્યામન્દિરો ન્યાયમન્દિર બાગબગીચાથી વડોદરા એવું શણુગાર્યું છે કે પશ્ચિમ હિંન્દમાં તો મહારાજ ગાયકવાડનું પાટનગર એક અલબેલી મુંબઇ નગરીથી જ બીજે નંબરે છે. અમરેલી નવસારી પાટણ મહેસાણા પેટલાદ સિદ્ધપુર, એ પ્રાન્તપુરોમાં પણ પાટનગરની કેટલીક પ્રજાપ્રવૃત્તિઓ પ્રસરેલી છે ને પ્રસરતી જાય છે. વેરાયલાં ગામોને રેલ્વેની જાળીથી ગૂંથવામાં આવે છે, ને એમ વ્યાપારના નવા ધોરી માર્ગ મંડાય છે. બાલલગ્નપ્રતિબંધક અને

કન્યાવિક્રયનિષેધના કાયદા, પુરોહિતનો ખરડો, સર્વ જાતિઓમાં પરસ્પર લગ્નની છૂટ, એ અને એવા સંસાર-સુધારાને પ્રસરાવનારા કાયદાઓ ઘડી પ્રજાને અનિષ્ટ રૂઢી–બન્ધનોમાંથી મહારાજે કાંઇક મુક્ત કરેલ છે. ન્યાયખાતું, પોલિસખાતું અને રાજ્યનાં અન્ય ખાતાંઓની નિયમબદ્ધ ને પદ્ધતિપુરસ્સર ખીલવણી મહારાજના અમલ દરમિયાન જ થયેલી છે. એ સૌ રાજ્યતંત્રની વર્તમાનતા મહારાજ સયાજીરાવના રાજસિંહાસને પધાર્યા પછીની જ છે.

મહારાજનો આ પ્રત્યેક મહાપ્રયાસ છે, પણ સયાજી-રાવ ગાયકવાડનો પ્રજાઉદ્ધારનો પરમ પ્રયાસ આમાંનો કોઇ નથી, એ તો નિરાળો જ છે. એ પ્રયાસ સાથે મહા-રાજના મંત્રીવર અને અમાત્યશ્રેષ્ઠ ભારતરત્ન રમેશચન્દ્ર દત્તનું કીર્તિવન્ત નામ સદાનું જોડાયલું રહેશે. પ્રજાપ્રતિ-નિધિત્વનો જે મહામન્ત્ર ભારતપ્રિય નામવર માર્કિવસ રીપનને મુખેથી સાંભળ્યો હતો, અને પોતાની પૃથ્વીયાત્રામાં દેશદેશાન્તરમાં જેનાં મૂર્તિમન્ત પુણ્યદર્શન મહારાજે કીધાં હતાં, એ મન્ત્રપ્રેરણા પચ્ચીસ વર્ષે પોતાની પ્રજાના જીવનમાં સ્થાપવાનો સયાજીરાવ ગાયકવાડે પ્રસંગ લીધો, ને રાજનીતિનિપુણ અમાત્યે મહારાજના એ સદ્દવિચારને ઝીલી લઇ સિદ્ધ કીધો. બ્રિટનમાં જેમ પેરિશ ને કાઉન્ટી કાઉન્સીલો છે તેમ હિન્દમાં યે પ્રાચીન અને મધ્યકાલમાં ગામડાંમાં ગ્રામ્યપંચાયતો હતી. નગરોમાં લોર્ડ મેયરો સમા નગરશેઠો હતા. લોકલ બોર્ડ અને મ્યુનિસિપાલિટિની નવી

સંસ્થાઓ સ્થપાતાં એ જૂની લોકસંસ્થાઓનો લોપ થયો. ચતુર ગાયકવાડે અને નિપુણ મન્ત્રીવરે જોયું કે એ જૂની લોકસંસ્થાના સંજીવનમાં પ્રજાનું સંજીવન છે, એ પ્રાચીન પ્રણાલિકાનો અર્વાચીન નવઅવતાર જન્માવવામાં પ્રજા-પ્રતિનિધિત્વના રાજ્યમન્ત્રની પરમ સિદ્ધિ છે. એ પ્રજા-કલ્યાણની શુભ માનીનતા બલવત્તર થતાં વડોદરા રાજ્યને ગામેગામ ગ્રામ્યપંચાયત ને પ્રાન્તેપ્રાન્ત પ્રાન્તપંચાયત સ્થપાઇ. પ્રજાપ્રતિનિધિઓની રાજસભા યે વડોદરા રાજ્યમાં મળતી હતી. એમ પ્રજાપ્રતિનિધિત્વનું રાજસૂત્ર વડોદરા રાજ્યમાં પ્રચાર પામ્યું. એ પ્રજાપ્રતિનિધિઓની ન્હાનીમ્હોટી સભાઓને કેટલીક સત્તાઓ સોંપવામાં આવી છે. પણ પ્રજાપ્રતિનિધિત્વનું અંજન મહારાજની એક આંખમાં અંજાયેલું છે, એટલે થોડાં ઘણાં પ્રજાપ્રતિનિધિત્વનાં કિરણ પ્રગટયાં પછી હજી યે સર્વસત્તામૂળ ને સર્વસત્તાધીશ તો વડોદરા રાજ્યમાં શ્રીમન્ત મહારાજ સયાજીરાવ ગાયકવાડ જ છે. પણ મહારાજને હજી લોભ છે કે પશ્ચિમની સુધરેલી મહાપ્રજાઓ જેવી કાંઇક પોતાની પ્રજાને બનાવવી. એ લોકભદ્ર લોભમાં પ્રજાકલ્યાણની પ્રજાને આશા છે કે પ્રજાપ્રતિનિધિત્વનો મહામંત્ર હજી વધારે રાજકારભારમાં સત્કારશે. મહારાજે અને રમેશચન્દ્ર દત્તે પ્રજાપ્રતિનિધિત્વના વાવેલાં બીજને જલ સીંચવાં ને ઉછેરવાં એ વડોદરાના વર્તમાન તેમ જ ભાવિ અમલદાર વર્ગ તેમ જ મન્ત્રીમંડ-લનો પ્રજાકલ્યાણનો પરમ કર્તવ્યધર્મ છે, ને તે તેઓ પાળશે એવી મહારાજ અને ગુર્જર પ્રજા આશા રાખે છે.

મહારાજ સયાજીરાવના પાંત્રીશ વર્ષના અખંડ પરિશ્રમને ઘણાં ફળફૂલ આવ્યાં છે, છતાં એ ખરૂં છે કે વડોદરાની વાડીઓમાંની કેટલીક હજી કોળી નથી. 'ભાગ્યું-ભાગ્યું ત્હો યે ભરૂચ' એવું વડોદરા રહ્યું છે. અને અમદાવાદ કે મુંબઇ જેવું થયું નથી. વડોદરાના સુન્દર રાજમહેલો, વડોદરાનાં વિશાળ કોલેજ, કોઠી, ન્યાયમન્દિર, પુસ્તકશાળા, સંગ્રહસ્થાન એ સર્વ રાજમન્દિરો, સ્થૂલ ને સૂક્ષ્મ ઉભય રીતે, મહારાજે ધરાવેલા પાટનગરના ઉપયોગી શણગાર છે. પણ વડોદરાનાં પ્રજામન્દિરો ક્ય્હાં ? મુંબઇમાં રાજમન્દિરની પડોશમાં જ શારદામન્દિર છે, અને સેક્રેટેરિયેટ, હાઇકોર્ટ ને તારઓફિસની માલા સમોવડો જ બોરીબન્દર ને પ્રજા-મન્દિરના મહેલનો ચોક છે. અમદાવાદના પ્રાચીન કિલ્લાના વિશાળ ચોકમાં જ કારંજ, ગુજરાત વર્નાકયુલર સોસાયટી ને નાગરિકોની પુસ્તકશાળા છે. મજૂર વર્ગના હૃદયમાંથી ઉડતા હોય ત્હેવા મિલચીમનીઓના ધમાડા મુંબઇ અમદાવાદમાં જાણે પરમેશ્વર પાસે ફરિયાદે જતા આકાશમાં ઠામ ઠામ ઉડતા દેખાય છે. મોટર, ઘોડાગાડી, ટ્રામની ધમાલ, જાણે દોડતા જતા હોય તેવી લોકોની ગિરદી, છલકાતી ભરેલી દુકાનો, ઉદ્યોગી ને ખંતીલા દુકાનદારો, સન્ધ્યાએ સન્ધ્યાએ નગરનો મેળો હોય ત્હેવી ધોરી માર્ગની ભીડ; લોકસમુદાયની જાગૃતિ અને પ્રવૃતિનાં એવાં ચિન્હો વડોદરામાં આવ્યાં નથી. અમલદાર વર્ગ પાસે સત્તા જૂજ છે, એટલે સત્તાનો આડંબર વિશેષ રાખવો પડે છે. મહારાજને કરવાના અભિલાષો છે, કરાવવાના નથી. દેશી

રાજ્યોમાં પ્રજાનાયકોને કાજે રાજપ્રવૃત્તિથી નિરાળુ અસ્તિત્વ કે સ્થાન હજી રચાવું બાકી છે. આ સંજોગોમાં મહારાજના આદર્શ ને આકાંક્ષા છતાં સાધનના અભાવે પ્રજાવિકાસનું લક્ષ્ય હજી વડોદરામાં સધાયું નથી. ગાયકવાડના વેરાયેલા પ્રાન્તો સમી ગાયકવાડની પ્રજા યે હજી વિખૂટી ને વેરાયલી જ છે. મહારાજના વિશ્વાસુ દાકતર બટુકરામના પુત્રરત્ન ડૉ. સુમન્ત મહેતા અને ત્હેમનાં સદ્‌ભાવનાવન્તાં ધર્મપત્ની અ. સૌ. શારદાગૌરીને પોતાની પ્રજાસેવાની અભિલાષાઓ પરિતર્પવા સૂરત ને અમદાવાદને આશ્રયે જવું થયું. ગમે તો ધરતીમાં કસ નથી, ગમે તો પૂરતાં ખાતરપાણી નથી, ગમે તો એટલો ચતુર ને કાર્યદક્ષ બાગવાન નથીઃ ગમે તે કારણ હો પણ અગ્નિહોત્રના અખંડ અગ્નિ સમી મહારાજના અન્તરની અભિલાષજ્વાલા નિત્યપ્રજ્વલિત છતાં પ્રજાજીવનમાં હજી વસન્તની ઉષ્મા આવી નથી.

મહારાજનું વિશાલ વાંચન, વિપુલ બુદ્ધિભંડાર, પૃથ્વીયાત્રાનો સદ્‌બોધસંગ્રહ અને વડોદરાના સિંહાસન ઉપરના દીર્ઘકાલના અનુભવમાંથી રાજ્યને તથા પ્રજાને અનેક લાભ તેમ અનેક અનિષ્ટો પરિણમેલ છે. મહારાજના જ્ઞાનડહાપણના ભંડાર એટલા વિસ્તારી છે કે એ સાગરને અન્ય જનોનાં સરોવરોમાં શ્રદ્ધા રહી નથી. આજવાના સરોવરમાંથી વડા નળમાં પાણી પડે તે સહુ ન્હાનીમોટી નળનલિકાઓએ દૂર નજીકનાં ગૃહદેશમાં લઈ જવું એટલો જ અમલદાર ધર્મ ગણાયો જણાય છે. એથી જ કરીને

ગુર્જરભૂષણ મણિભાઈ જશભાઈ ને હિન્દભૂષણ રમેશચન્દ્ર દત્ત એ બે જ મહારાજ સયાજીરાવના દીર્ઘ અમલ દરમિયાન વડોદરાની દિવાનગિરિએ દિવાન થયા છે. અમલદાર વર્ગમાં યે અન્ય મહાઆશયને અભાવે દક્ષિણી ને ગુજરાતી, ત્હેમાં યે બ્રાહ્મણ ને મરાઠા ને નાગર, એવા ઘોળ જેવું થયું છે. વડોદરાનો જુવાન અમલદાર વર્ગ નિરખી આંખ ઠરે ને આશા જન્મે એવું છે. ઇંગ્લાંડ અમેરિકા સમા બુદ્ધિવૈભવી દૂર દેશાવરમાં જઇ બુદ્ધિવૈભવ ને પ્રજાકલ્યાણની કર્તવ્યભાવના વ્હોરી આવેલા ગાયકવાડ મહારાજના એ મદભર મલપતા આશાઅભિલાષકર્તવ્યપ્રેરણાવન્તા નવચેતન વછેરા શરતના ચક્કરના પહેલા જ ફરલોંગમાં કેમ થાકી લથડે છે? એમનાં તંગ ને લગામ અતિ ઢીલાં છે કે અતિ સખ્ત? અસ્વારની ચાબૂકનો ભય એમને વિશેષ છે કે પ્રેરણા? પ્રજાઉદ્ધારના કર્તવ્યખેલ ખેલવાને બદલે આજે તો એ યૌવનમંડલ અમલદારોની ક્લબમાં ખેલ ખેલે છે, ને એ હારજીતને જીવનની હારજીત માનવા જેવું કરે છે. મહારાજને ફારસી કહેવત માહિત હશે જ કે તેજીને ટકોરો બસ છે.

સયાજીરાવ ગાયકવાડની ભૂલો યે ગંભીર થઈ છે, ને એ ભૂલો માટે મહારાજને ખમવું યે ગંભીરપણે પડેલું છે. ન મળે મિત્ર કે ન મળે મન્ત્રી, ન મળે શ્રદ્ધા કે ન મળે સ્નેહઃ નિરન્તર રાજ્યહિતનું ચિન્તન કરવાની ટેવને લીધે બારે માસ ને બત્રીસે ઘડી રાજખિલઅત પહેરી રાખવાની મહારાજને ટેવ પડી ગઈ જણાય છે. રાજકુટુંબમંડલમાં

યે મહારાજભાવના ઉપર પતિ કે પિતાની ભાવના વિરલ પ્રસંગે જ વિજયવતી થતી હશે. યશસ્વી ને સદ્‌ભાવી મહારાણી વિક્ટોરિયાનો ઉત્તરાવસ્થામાં બ્રિટનના રાજ્યચક્રમાં દીર્ઘ ને વિવિધ અનુભવને લીધે જેવો અપ્રતિમ વ્યક્તિપ્રભાવ પડતો હતો ત્હેવું મહારાજનું આજ થયેલું છે. મહારાજ સયાજીરાવ નરેશ ન હોત ને મન્ત્રી હોત ત્હો પણ ૩૫ વર્ષના જૂના મન્ત્રીશ્વર મન્ત્રીમંડલમાં નરેશ જેવા જ થઇ પડત. મહારાજ સયાજીરાવ દેવમન્દિરમાંના દેવના વૈભવ ને જાહોજલાલી માણે છે, પણ દેવમૂર્તિથી ઉલટું કોઇ પૂજારીનાથી યે વિશેષ પરિશ્રમ વેઠે છે. નિદ્રાલોપ–Insomnia–નો રોગ પણ એ ભાવનાની સજા તરીકે મહારાજને મળી ચૂકયો છે. મહારાજા થવામાં માત્ર સુખ ને વૈભવ છે એવું તો અજ્ઞાની ને બાલક માત્ર આજ માનતા હોવા જોઇએ.

મહારાજ સયાજીરાવની મુદ્રાના પૌરુષને લીધે કોઇ કહે કે મહારાજમાં રસિકતા કે રસિક કલાઓ ભણી આદર નથી તો તે વસ્તુસ્થિતિથી વિરૂદ્ધ છે. વડોદરાના તાનસેન પ્રો. મૌલાબક્ષના આશ્રયદાતા મહારાજ સાહિત્યસંગીતકલા–વિહીન નથી જ. અનેક સુસુન્દર રાજમન્દિરોથી વડોદરાને શણગારનાર ગાયકવાડ શણગારની સૌન્દર્યકલાના રસીલા સજ્જન નથી એમ નથી. નૃત્ય અને ગાયન ઉભયના શોખીન મહારાજના રાજદરબારમાં તાંજોરી તેમ જ અન્ય વિધિવન્તી નૃત્યનિપુણ કંચનીઓ પોતપોતાની રસિક

કળાઓનું સુરમ્ય પ્રદર્શન દાખવે છે. ન્હાનામોટા બગીચા ને બાગ ને પાર્કથી રાજનગરને શોભાવનાર રાજવીમાં સૌન્દર્યભાવના ઓછી તો નથી જ. દરબારોની ભભક, અસ્વારીઓના ઠાઠમાઠ, શિષ્ટાચાર અને પ્રસંગપોશાકના નિયમપૃથા ઘડનારને જીવનની સમપ્રમાણતા ને સ્વરૂપતાનું ગ્રાન સારૂં જ હોવું જોઇએ. સંગ્રહસ્થાનમાંના ને રાજ-મહેલમાંના વિશાળ ચિત્રપ્રદર્શનમાં મહારાજનો ચિત્રકલા પ્રત્યેનો રસીલો સદ્‌ભાવ સ્પષ્ટતાથી પ્રકાશે છે. એવી કેટલીક બાબતોમાં એક પશ્ચિમ લંડનનિવાસી સુજનના જેવી સુજનતા ને સંસ્કારિતા મહારાજમાં ખીલેલી છે. બ્રીજ, બિલિયર્ડ, ઘોડેસ્વારી, શિકાર, હાથીઓની સાઠમારી એ મહારાજની પ્રિય રમતો છે. બીજા ઉત્સવો સાથે વસન્તોત્સવ મહારાજને મનગમતો ઉત્સવ છે. મહારાણી સાહેબના મહિલાદરબારોમાં યે વૈભવ કે રસદર્શન ઓછાં નથી હોતાં. ‘જે જે શ્રીમત્ ને ઉર્જિત છે તે તે મ્હારી વિભૂતિવન્ત છે’ એમ વિભૂતિયોગમાં શ્રી કૃષ્ણચન્દ્રે ભાખ્યું છે. એવું શ્રીમત્ ને ઉર્જિત શ્રીમન્ત મહારાજ સયાજીરાવ ગાયકવાડના રાજજીવનમાં થોડું નથી. અનેક રાજગુણોથી શોભતા એ રાજવીમાં એક રાજગુણનું અધુરાપણું ખાસ તરી આવે છે. મહારાજના ખાનગી ખાતાનું રાજખર્ચ પ્રમાણમાં વિશેષ હોવા છતાં બક્ષીસોનો રાજધર્મ કે દાનની ઉદારતા વડોદરાના મહારાજને શોભે એટલાં નથી. પણ એ વિષયમાં મહારાજની ભૂલ—હું ભૂલતો ન હોઉં તો—મ્હોટે ભાગે વર્તમાન નવશિક્ષિત સજ્જનવર્ગની યે ભૂલ જ છે.

મહારાજ સયાજીરાવ જેમ મહારાજા છે ને વડોદરાની પ્રજાના પિતા–બાપુ નથી, તેમ મહારાણી સાહેબ પણ વડોદરાનાં મહારાણી છે ને વડોદરાની પ્રજાનાં માતુશ્રી નથી. પ્રજાનાં નરનાર પોતાનાં વ્યક્તિગત સુખદુઃખો રડવા ત્ય્હાં જતાં હોય કે ત્ય્હાંથી સુખદુઃખના દિલાસા કે દિલારામ મેળવી આવતાં હોય તો જાણુમાં નથી. છતાં યે મહારાજ સમાં મહારાણીજી પણ વડોદરાની પ્રજા સન્મુખ રાજઆદર્શ રૂપ ને નેતા સમાન છે. મહારાજના પ્રતાપ ને જાજ્વલ્ય મહારાણીજીમાં પણ ઓછાં નથી. વડોદરાના રાજદરબારોમાં મહારાજ તેમ સ્ત્રીમંડલના રાજદરબારોમાં મહારાણીજી પ્રમુખ સિંહાસન શોભાવે છે. વડોદરાના સ્ત્રીસમાજમાં જ એક પ્રકારની છટા ને ભભક છે, સૌન્દર્ય તો નહીં પણ અમુક પ્રકારની રસિકતા ને એ રસના આખી યે દેહમૂર્તિમાં ઓજસ ને હિન્ડોલ હોય છે. વડોદરાના મહિલામંડલની એ બહાર મહારાણીજીમાં પણ, વસન્તની બહાર સમી, ખીલી નીકળેલી છે. લગ્નસમયનાં નિરક્ષર મહારાણીજી ગ્રન્થકર્ત્રી તરીકે સરસ્વતીઉદ્યાનમાં યે પધારેલાં છે, અને સ્ત્રીશિક્ષણના સદનુભવને પરિણામે સ્ત્રીશિક્ષણના ઉત્તેજન કાજે–Scholarsips–વિદ્યાર્થીવૃત્તિઓ સ્થાપેલ છે. પડદાના રીતરિવાજમાં ઉછરેલાં મહારાણીજી વડોદરામાં કોઇ કોઇ વાર ને મુંબઇમાં વારંવાર જનાનખાનાંનો પડદો ખસેડે છે, અને પરમુલકમાં પડદો રાખતાં નથી. મહારાજના સમાં શિકારી, મહારાજના જેવાં લોકહિતચિન્તક, મહારાજના સરિખડાં પૃથ્વીપરકમ્માવાસી, મહારાજને પગલે પગલે

પ્રજાકલ્યાણના રાજમાર્ગના યથાશક્તિ યાત્રાળુ, મહારાણીજી ચીમનાબાઈ સાહેબમાં મહારાજના ગુણો ઘણા છે.—ને આવાં માતપિતાની સન્તાનમંજરી પણ પ્રતાપી ને તેજસ્વી છે. રાજકુમારો અને રાજકુમારીમાં પોતપોતાના વ્યક્તિ-ભાવનાના ફૂવારા ઉડે છે. રાજકુમાર જયસિંહરાવ ભોળા દિલના છે; રાજકુમાર શિવાજીરાવ ઠરેલ ને ડહાપણુશીલ દેખાય છે; રાજકુમાર ધૈર્યશીલરાવમાં હજી નવયૌવનનાં સાહસ ને ઉત્સાહ છેઃ પણ તે ભ્રાતૃમંડલમાં એક સમાનતા એ છે કે મહારાજ ને મહારાણી સમાં તે સહુ જાજવલ્ય માન છે. કુચ-બિહારનાં મહારાણીજી—રાજકુમારી ઇન્દિરા રાજાનાં જાજવલ્ય કોઇ ભાઇથી કે માતાપિતાથી ઓછાં ઉતરે ત્હેવાં નથી. જાજવલ્ય એ વડોદરાના મહારાજના સંસ્કારી રાજકુટુંબનો તરી આવતો રાજગુણ હોય એમ જણાય છે. પોતાને કિશોરાવસ્થામાં મિ. ઇલિયટ ને સર ટી. માધવરાવ જેવા ગુરુજન મળ્યા હતા એ પ્રસંગબોધથી ચેતી મહારાજે કોઇ પ્રતાપી ને પ્રભાવશાલી ગુરુજન બાલસન્તાનોને આપ્યો હોત, તો રાજસન્તાનોની આત્મવાડીઓ કરમાત નહીં, પણ હજી વધારે સુગન્ધવન્તી પ્રફુલ્લત.—ને એ જાહોજલાલી ભરેલા રાજકુટુંબમાં યે મૃત્યુનો ઓળો નિરન્તરનો પડેલો છે, ને વૈધવ્યનો શોકરંગી પડછાયો પથરાયેલો છે. ગં. સ્વ. યુવરાણી પદ્માવતી સાહેબની કરમાયેલી વલ્લી મહારાજ સયાજીરાવના ખીલતા રાજઉદ્યાનને લતામંડપે વસે છે, અને બાલ મહારાજકુમાર પ્રતાપસિંહરાવ ગાયકવાડ તથા ત્હેમની ન્હાનકડી રાજભગિનીઓનાં કુમળાં ફૂલ હજી ઉછેરવાનાં

બાકી છે. મધ્યાહ્નઅસ્તશાળી યુવરાજ ફતેહસિંહરાવના સ્મરણુઅંશ એ રાજબાલકના ઉછેર ઉપર મહારાજ સયાજીરાવનાં આદર્યાં અધૂરાં રહેલાં પૂરાં થવાનો અને ગુજરાતના ભવિષ્યનો આધાર છે.

ગાયકવાડ મહારાજ એક મહાન હિન્દી છે, અને હિન્દમાં ધૂમાધૂમ કરતી સર્વ વિચારવાદળીઓની રમણા ધ્યાનથી નિહાળે છે ને ત્હેમની જલવર્ષા યે ઝીલે છે. ના. આગાખાન જેવા તો નહીં, પણ કંઇક દરજ્જે સર્વ સુશિક્ષિત પ્રજાઓના પ્રજાજન જેવા છે, જગતમાં પ્રકાશતી વિચારશકિતઓનાં જન્મ વિકાસ ને પ્રેરણાનાં ઉન્નતિ ક્રમનો અભ્યાસ સદા રાખે છે. છતાં મહારાજ ગાયકવાડ કે ગાયકવાડનું રાજકુટુંબ હજી ગુજરાતી નથી. જાપાનમાં જાપાની પોશાકમાં શોભતી મહારાજની છબિ નિરખી છે, પણ ગુજરાતમાં ગુજરાતી પોશાકધારી ગુર્જરનરેશની છબિ હોય તો નિરખી નથી. મહારાણીજી જમનાબાઈ સાહેબના દત્તક પુત્રરત્ન હજી ગુર્જર દેશના યે દત્તક પુત્ર જ છે. ગુર્જર ભાષાની સર્વોતમ નવલકથા છપાયે લગભગ પા સદી વીતી ગઇ છે, પણ ત્રણ ચાર વર્ષ ઉપર સુધી તો મહારાજે તે વાંચી ન હતી. ગાયકવાડનું રાજકુટુંબ ગુજરાતમાં આવી વસ્યે લગભગ બે સૈકા થયા, પણ પારસીઓની પેઠે ત્હેમની કુટુંબભાષા ગુજરાતી થઇ નથી. મહારાજનું કે રાજકુટુંબનું ગુર્જર સાહિત્યનું વાંચન વિશાલ નહીં હોય. એવો યે સમય હતો જ્યહારે મણિલાલ, બાલાશંકર, મણિશંકર, ગજજર જેવા ગુર્જર સાક્ષરો વડોદરાને શોભાવતા. હાલ વડોદરાને

વડલે માત્ર લલિતજી વિરાજમાન છે. એ હકીકત તો મહારાજા સાહેબને અજ્ઞાત નહીં હોય કે ગુર્જર પ્રજાને મન પ્રમુખપદે વડોદરા પ્રેમાનન્દનું અને પછી ગાયકવાડનું છે. રમેશચન્દ્ર દત્ત જેવા ઇતિહાસસંશોધકે પ્રેમાનન્દને વિસારેલ છે, અને મહારાજે પણ પાંત્રીસ વર્ષમાં એ સાહિત્યદેવનું દેવાલય રચાવેલ નથી. પ્રાચીન કાવ્યમાલા, પાટણના ભંડારમાંથી દ્વાશ્રય સમાં પુસ્તકોનો ઉદ્ધાર, જ્ઞાનમંજૂષાની માલાઃ સાહિત્યવિલાસી મણિભાઇ અને સાક્ષરરત્ન પ્રો. ગજ્જરનાં એ ભૂતકાલનાં સ્મરણો છે, ને વર્તમાનની વહતી તે ગંગા નથી. હાલ ચાલે છે તે ગંગા નહીં, પણ ગંગાનો આભાસ છે. ગુર્જર નરનારના ચિત્તનો ચોર રસિલો દયારામ અને ગુર્જર કવિચક્રચૂડામણિ પ્રેમાનન્દઃ ગુર્જર કાવ્યદેવીના એ દેવપુત્રોની જેવી અને જેટલી પૂજાવન્દના મહારાજ ગાયકવાડ ને ત્હેમનું સાહિત્ય-રસિક રાજકુટુંબ કરશે ત્હેના પ્રમાણમાં ગુર્જર પ્રજા ત્હેમને ગુજરાતી ગણશે. વિશાલ વડોદરાના દેશરાજવી શ્રીમન્ત સયાજીરાવ છે, પણ વડોદરાના હૃદયરાજવી તો ભટ્ટ પ્રેમાનન્દ જ છે.

વડોદરાથી ઇશાનમાં અઢારેક ગાઉ ઉપર પાવાગઢ—પવનગઢનો ગિરિદુર્ગ છે. આકાશના વાદળિયા ચંદરવા નીચે ઉભેલા એ એકાકી ખડકને દિશદિશમાંથી આવીને પવનની ઉર્મિમાલા અથડાય છેઃ ગિરિશૃંગ ત્હેમને સર્વને સત્કારતું નિજસમાધિનિમગ્ન તે ઉછળતી તરંગમાલાઓ વચ્ચે અડગ

ને અડોલ વિરાજે છે. જેવો એ પવનગઢ દૂરથી વડોદરા ઉપર નિહાળતો, એકાકી ને મિત્રમંડળ વિહોણો, પોતાના ગરવા ચિન્તનધ્યાનમાં જાણે વિલીન, ઉભેલો છે, એવા મહારાજ સયાજીરાવ ચિન્તનવિલીન એકાકી ગરવા ગાયકવાડ, લક્ષ્મીવિલાસ મહાલયના મિનાર સરિખડા, દૂરથી એક દૃષ્ટે વડોદરાના—ને ગુર્જર પ્રાન્તના—ભવિષ્યને ઉગતું નિહાળી રહેલા લાગે છે. મહર્ષિ દાદાભાઈ અને કર્મસંન્યાસ મોહનદાસ ગાંધી હિન્દને બ્રિટિશ સલ્તનતના રાજ્યમંડલમાં પ્રવેશ કરાવવાને જીવનભર પ્રયત્નશીલ હતા ને છે. મહારાજ સયાજીરાવે પણ, એ બે મહાન ગુજરાતીઓની પેઠે, હિન્દ ભણી જગતની મમતાભરી દૃષ્ટિ દોરવી છે. મ્હોટા પર્વતોમાં મ્હોટી ખીણો, તેમ મહાન્ પુરુષોમાં પણ ઘણી વેળા હોય છે. એ તેજછાયાનું સરવૈયું કાઢતાં એમ જ કહેવું પડશે કે પિતામહ વૃદ્ધવીર દાદાભાઇ અને નિત્ય-યૌવનભર મોહનદાસ ગાંધી પછી ગુર્જરાધિપતિ શ્રીમન્ત મહારાજ સયાજીરાવ ગાયકવાડ સર્વશ્રેષ્ઠ વર્તમાન ગુજરાતી છે. બ્રિટીશ સલ્તનતના મન્ત્રમંડલમા કે જગતના ભાવિ ઇતિહાસમાં મહારાજ સયાજીરાવથી ઓળખાતાં ગુજરાત શરમાશે નહીં.

---

( ૯ )

# તાજમહેલ



૧

આ એ જ શું મંડપ નિત્યલગ્નનો ?
કે ભસ્મરાશિ પિયુ પ્રેમભગ્નનો ?
આ તાજ શું એ મુમતાજનો ? સખે ?
કે સ્નેહના પંખીની વાસયષ્ટિ એ ?

૨

પ્રેમનાં સ્મરણો બોલે માનવીમાનવીઉરે;
તે સૌનો પડઘો ઝીલી સુણો ! શાહે જહાં ઝૂરે.

૩

શ્રી કૃષ્ણની બંસી શું નાચ નાચતી
વૃન્દાવનેથી યમુના પધારતી;
રસેન્દ્રના એ રસવારિને તટે
સૌન્દર્યનું પુષ્પ ખીલ્યું શું આ ? સખે !

૪

રસીલાં રસયમુનામાં વહન્તાં કંઇ આવતાં;
એમને દાખતો પન્થ ઉભો છે એ સુહાગમાં.

૫

અન્ધારૂં થાયે નભ માંહિ પાતળું,
ઝીણું ઝીણું પૂર પ્રભા તણું ભળ્યું;
જગત્ તણી જીવનછોળ શું છલી?
જો! પ્રેમની ઉગી પ્રભાતતારલી.

૬

રાધિકાનાં ગીત ગાતી ઉભીને નદીને તટ
ભણે છે એહ પાષાણો પ્રેમમન્ત્રો સનાતન.

૭

અહો! મહાકાલની વાસુકીફણા!
હા! સર્વભક્ષી યમ કેરી યન્ત્રણા!
તથાપિ મૃત્યુ રસનાં નથી-નથીઃ
સૌન્દર્ય ને સ્નેહ અજીત મૃત્યુથી.

૮

સુધા ને વિષ ઘોળેલા સખે! સંસારસાગરે
પ્રેમ ને મૃત્યુના મ્હેલ-તાજ સૌને વસે ઉરે.

૯

મધ્યાહ્નની ઝાળ ભરી જગત્ ઉભી,
દાઝી-દઝાડી દુનિયા સદા દૂભી;
શું પાદશાહી ય દિલે ચિતા? અરે!
જ્વાલામુખી જો! સળગે સુધાકરે.

૧૦

ધૂળની આંધી જામી, કે મેઘાડંબર સ્હોયલો?
એવા આ અસ્થિરે વિશ્વે ઉગ્યો શું પ્રેમતારલો!

૧૧

અનેક વેળા ઉગી આથમે રવિ,
અનેક ઉર્મિ યમુનાની યે જવી;
શીળો, મીઠો, અમૃતજ્યોત તાજ શો,
અખંડ સૌને ઉર પ્રેમદીવડો.

૧૨

શું છે, કહો, વિશ્વના મ્હેલે? પ્રેમનો ચન્દ્ર કે ચિતા?
એ જ આ યમુનાતીરે પ્રેમીના પ્રેમની ગીતા.

૧૩

અહો! મહાભાવ ગયા અકબ્બર,
નથી રહ્યા બાબર એ કલન્દર;
નૂરે જહાં આથમિયાં દિગન્તમાં:
ઉભા છ આ કીરતથંભ પ્રેમના.

૧૪

પ્રેમની કવિતા કેરો? કે એ જાહોજલાલીનો?
સૌન્દર્યનો? કલાનો? કે તાજ આ મુગલાઇનો?

૧૫

અંગાંગમાં માર્દવ છે કુમારીનો,
સોહાગ પાનેતરની પ્રભા તણો;
શૃંગારલીલા મુમતાજ શું હસે!
કેવી ય વો નૂરજહાં, કહો, હશે?

૧૬

પ્રેમની ભસ્મ ધારી, ને દિગન્તે માંડી આંખડી,
પ્રેમની જોગણ કો આ જૂવે વ્હાલાની વાટડી.

૧૭

ઉંચા મિનારા સમ ઉર્ધ્વ હસ્તથી
ચન્દ્રાનની ઘુમ્મટશીર્ષ ટેકતી,
ઢાળી છૂટા પાલવ વાડીચોક શા,
રસીલી કો નાચતી નિત્યરાસ આ.

૧૮

'વણમાણ્યા રસો વાધી પ્રેમરાશી બને, સખિ!'
એ મહાસત્યની જો! આ પ્રતીતિ પ્રેમીએ લખી.

૧૯

કાળે વિછોડી ચકવાની જોડી શા
બન્ને તટે બેલડ મ્હેલ માંડી, ત્ય્હાં
અદ્વૈત એ દ્વૈતનું સ્થાપવું હતું:
અદ્વૈતનાથે નહિ દ્વૈત સાંખિયું.

૨૦

પૂર્ણિમા કેરી જ્યોત્સ્નામાં જ્યોત્સ્નાના પુંજ શી, સખે!
દંપતી પ્રેમની નિત્યે પૂર્ણિમા તપજો જ તે.

(૧૦)

# ચારૂ વાટિકા



૧. રત્નાકર રત્નઝૂલે,
ઝીલી જલદલમાં, હિન્દ દેવી ઝૂલાવે,
વાળી મુઠ્ઠી ત્રિરત્ને
જડી, કટિ ધરી શું, રહોય સૌરાષ્ટ્ર એવો;
લીલી નાધેર છે ત્ય્હાં
સુભગ ઢળકતી સાડીની કોર શી, ને
એ કોરે બુટ્ટીના કો
લીલમ સરિખડું લીલું છે ચોરવાડ.

૨. ત્ય્હાં દષ્ટિમાન્ત ઘેરે
વનવન ગીરનાં કેસરીથી ભરેલાં,
આઘે ગિરનાર બેઠો!
કંઇ યુગયુગના યોગી શો પૃથ્વીવૃદ્ધ;
ત્ય્હાં તો અમ્ભોધિ ઉછળે
ભીષણુ ગરજતો કાળનાં ઘોર ગીતો,

ને માથે મેઘ ડોલે:
        અતલ ગગનમાં ઉડતો પાંખ ખોલી.

૩. દીવાદાંડી સરીખા
        જગઉદધિતટે દક્ષિણે સોમનાથ,
સહજાનન્દે પધારી
        પમરતું કીધ તે ઉત્તરે લોજ લીલું;
ગોરખો ધાલી ફેલ્યાં
        ગીરવન ગરવાં પૂર્વમાં પાણીભરિયાં,
રૂં ઘેરૂં જ ગાતો,
        રતન ઉછળતો, પશ્ચિમે લક્ષ્મીતાત.

૪. દેવોને અસ્થિ આપી
        દધીચિ ઋષિ ત્યહાં વિરમ્યા વિષ્ણુવેલે,
પોષેલી સોમદેવે
        વનની વિભુતિ ત્ય્હાં ધામ ધન્વન્તરીનાં;
ચૅારી ત્ય્હાં રુકિમણીની
        હજી ધ્રુવદિશના પાટવે લગ્નધૂપ,:
દક્ષિણ વાયુ વહે છે
        હજી ય ગરજતા ઘોર ત્ય્હાં યાદવીના.

૫. ઉંચાં જાણે ચ્હડીને
        ગઢની ઉપરથી યાત્રી આમન્ત્રતા, ને
ઉજળાં જાણે જનોનાં
        હૃદયધન તણી પુણ્યજ્યોતે રસલાં,

માથે ધરી અંજલિ શી
 અમૃત ગગનનાં ઝીલતી જ્‍હાં અગાસી,
એવાં નભને અટારી
 ઉદધિ નિરખતાં ધામ આતિથ્યશોભ્યાં.

૬. રૂપેરી ઝૂલ ધારી
 ઝૂલત કરિણી શી આમ્રની માળ મ્હોરે,
ડોલન્તી વસ્ત્ર ઉંચે
 કનકપગ ખુલી નર્તકી જેવી કેળો,
પોપૈયાં ચોળીઢળતા
 સ્તન સમ, દગની કીકી શાં શ્યામ જાંબુઃ
ટોળે જાણે મળી શું
 સહિયર રમવા, વાડીની એવી કુંજો.

૭. બ્રહ્માએ સ્થંભ રોપ્યા
 અજબ લીલમના, ચૉરી થંભો સમા, ત્‍હાં
લીલા કિનખાબ કેરી
 હરિત લલિત કંઇ સાડીઓ પ્હેરી–ઓઢી,
ડોલે છેડા સુનેરી,
 કુંપળ ફરકતી અંગ અંગે રસીલી,
ઉત્કંઠી ઉન્મુખી ત્‍હાં
 મનહર મધુરી તન્વી શી પાનવેલો.

૮ ચાદરના વેર જેવી
 ઉજળી ઉછળતી ફીણની ઝાલરો, ને

હૈયે પાલવ પડેલી!
 કરચલી સરિખી ડોલતી ઉર્મિમાલા,
છુટ્ટી મ્હેલી શું લાંબી
 મણિમય અલકા કાલિકા ઘોર નાચે,
માયાની મૂર્તિ શી, ત્ય્હાં
 જલનટડી રમે વ્યોમની છાંયડીમાં.

૯ મદઘેલી મેગળે ત્ય્હાં,
 અધીરી ધીરી પડી, પ્હોડી સ્વામીની સ્હોડે
વ્હાલાની વાટ જોતી
 વિરહિણી સખી શી દેહેરીઓ દૂર ઉભી;
બ્હાદુરો જ્ય્હાંથી જાતા
 જલવન ઘૂમવા, વ્યાઘ્ર શા, તેહ ઝુંડે
આજે કુટુમ્બમેળા
 ભરી ભવવનના માર્ગ શોધે વિબુધો.

૧૦. લજ્જાનમતી છટાથી
 ચપળ નજર ને વીજળી શી ઉડન્તી,
ઉંચા બ્હાંયે છબીલા
 મણિમય કરની દાખતી તેજવેલો,
બીને વાને, ભરેલે
 અવયવ, ઉજળી વાદળો શી રસાર્દ્ર,
સિન્ધુની લક્ષ્મી જેવી
 દ્યુતિભર, વિલસે ત્ય્હાંની અલબેલડીઓ.

૧૧. ચારે ધામે પધારી,
વિવિધ સુરભિઓ સંગ્રહી, પુણ્ય આણી,
વતને સત્કર્મ વાવી,
ઘરઘર ઉગતો ફાલ સત્કર્મ કેરા,
સંસારે સ્વર્ગ રચતો,
અજબ ઉછળતો પ્રાન્તની પ્રેરણા શો,
નામે–ગુણે નિધિના
અમૃત સરિખડો દૈવી પઢિયાર છે ત્ય્હાં.

૧૨. સંસ્કારી ઇન્દ્રિયો સૌ,
શરદનું સર શો, ગુણગભીરો ખુશાલ,
પન્થે ભૂલ્યા પ્રવાસી
સમ ભવ ભમતો, સિંહ શો, પૂર્વ દેશી,
વેદાન્તી, કર્મયોગી,
કંઇક ભજનિકો, ભૂમિનો પુત્ર દેવો;
એવા અડબંગ ઉડે
જગજલ ઘૂમતા ત્ય્હાં, મહામચ્છ જેવા.

૧૩. વેર્યાં જ્ય્હાં ઠામઠામે
કનક નગરીનાં વૃદ્ધ ખંડેર ફરતાં,
વૃક્ષે વેલે ફૂલે જ્ય્હાં
પ્રકૃતિ ઉરપરે કોકિલા મોર ઝૂલે,
મ્હોરે જ્ય્હાં ધામ ધામે
જનની સુજનતા, સુન્દરીના સુહાગો:

ઇતિહાસે બીજ વાવ્યાં,
　　કુદરત ઉછેર્યાં, ફાલ લોક લણ્યા તે.

૧૪. પુણ્યો પુણ્યાળુનાં શી
　　પૃથિવિ ભરી ભરી ખીલતી જ્ય્હાં વનશ્રી,
રસિકોનાં ઉર જેવી,
　　સલિલ ઉભરતી, રસભરી જ્ય્હાં રસાળા,
રસની ને પુણ્યની જ્ય્હાં
　　ભૂમિ ગણી ઉતરી આવી તે, ચારૂ વાડી!
ખોળે લેજે પ્રીતે આ
　　રસ અમરની મ્હેં ઘૂઘરોળી શી ગંગા.

૧૫. ઝીલીને ભાનુનાં ભર્ગ
　　આપે ચન્દ્ર ય ચન્દ્રિકા;
ચન્દ્ર ક્ય્હાં? અલ્પ હું ક્ય્હાં? ને
　　ભાનુ શા કાલિદાસ ક્ય્હાં?



# શ્રાવણી અમાસ



એક વેળા રાત્રિ પડતી હતી,
અને મ્હારાં નયનોમાં નિદ્રા ઘેરાતી.
અન્તે નયન ફરક્યું, ને પ્રવૃત્તિ પ્રજળવળી:
હું ઉઠ્યો, અને રાત્રિના તટ ઉપર ઉભો.

સઘળે નીરવ શમશમાકાર હતું;
પણ મ્હારે અન્તર અનામી ઓઘ કંઈક ગર્જતા.
હું ઉભો હતો:
રાત્રિનાં જલ જોતો—ન જોતો,
અચેત શો સચેત હું
જડતાને કાંઠે ચેતન જડવત્ ઉભો હતો.

મધ્યરાત્રિ હૃદયના ભેદ ખોલતી:
શૂન્યમુખ ચિદાકાશ, મહાકાળની ગુફા સમું,
નિરવધિ, વિભુ, વિરાટ શું, વિસ્તરતું.
કાલરાત્રિના કિનારા ઉપર
સહોદર સંગે હું ઉભો હતો.
આકાશમાંથી તારા વાળી લીધા હતા,

મ્હારે એ પ્રભુતેજનાં દર્શન ન થતાં;
બ્હાર તેમ જ અન્તરમાં નિસ્તેજ હતું;
અન્ધકાર શ્યામળ જયધ્વજ ફરકાવતો.
ઘનદળ ત્હેના ઘટાટોપમાં નર્તતું.
પૃથ્વીના પ્રાણમાં જડેલી ત્હેમની છાયાઓ શી
કાજળકાળી ડોલન્ત પર્વતાવલિ
દૃષ્ટિ બાંધી પડી હતી.
કશું ય કાંઇ સૂઝતું નહીં.
તમરાજની સંશયભૂમિકા જેવી
શોકરાત્રિની સીમ ઉપર હું ઉભો હતો.

શૂન્યતાના તરંગ જગત ભરી તરવરતા,
મ્હને રસયોગ ભીંજવતા,
શૂન્યાત્મ કરતા.

આંખ ઉઘાડી હતી, પણ દર્શન નહોતાં થતાં:
કીકી દિશાભુવનોમાં દોડતી,
પણ પ્રભુનો જ્યોતિ ક્ય્હાંઇ જ ન્હોતો નિર્ખાતો.

અન્ધકાર અલૌકિક હતો:
યમદંડના કિરણજૂથ સમાન,
વિમુખોના આત્મામાં વસે છે એવો,
મૃત્યુની વિશાલ પાંખ સમો,
ઊંડા અમાનુષ ભેદના પ્રકાશ શો,
પાર્થિવથી પર, પરમ અભેદ્ય,

અન્ધકાર પણ અલૌકિક હતો.
બ્રહ્માંડ ઝીલતા એ તમસાગરને આરે
સહોદર સંગે હું ઉભો હતો.
સાગરના મહામોજ
નયન આગળ રમતા,
અમને શીકર છાંટતા,
પણ અમે એ જાણુતા નહીં.

વિમાન આવ્યું; સૌ બેઠાં;
અન્ધારરાત્રિના હૃદયમાં અમે વ્હેવા માંડયું.
પછી ?— પછી પગ લપસ્યો કે શું ?
બન્ધુ ! તું ક્ય્હાં ગયો ?
તમસાગર માનવ દૃષ્ટિને અગાધ છે:
ર્‌હેનું યે વજ્રતલ ફેડી પાર ગયો ?
ત્ય્હાં તો પ્રભુપ્રદેશ છે.

શબ્દ થયો ? પડઘો પડયો ?
આઘે આઘે કેકિલા શું બોલી ?
અનિલલહરીની શું પાંખ ફરૂકી ?
ધીમી ધીમી ફૂલડાં વાતો કરે છે ?
કે વીર ! ત્હારા બોલ શા,
પ્રભુભૂમિનાં ગીતનો મીડડલો તે કલરવ ?
પ્રભો ! એ ક્ય્હાનો મધુરો સિત્કાર ?

---

( ૧૨ )

# બ્રહ્મદીક્ષા



એ જ માર્ગ, બન્ધુ ! એ જ માર્ગ:
નેત્રકમળ મીંચી વિચરો છો,
પણ એ જ પ્રભુનો રાજમાર્ગ.

ગંભીર કોલાહલ ભર્યું યે બજાર
અત્હારે શૂન્ય—સ્તબ્ધ—મૂર્છિત જેવું છે,
શ્રીપુરના નાગરિકો નિદ્રામાં છેઃ
ત્હમે પણ અખંડ નિદ્રા લીધી, બન્ધુ !
સદન્તરની સ્હોડ વાળી સૂતા.
પ્રવૃત્તિસંસારને વીંધી જતો
એ જ માર્ગ, બન્ધુ ! એ જ માર્ગ.

આગળ ઇસ્પિતાલ છે, ખરું ?
કાળનાં અવિરત મહાપૂર વહે છે,
માનવી ત્હેને ખાળવા શે મથતા હશે ?
વિધિના હાથ ઠેલ્યા ઠેલાય એમ છે ?

પણ બન્ધુ ! માર્ગ તો એ જ.
મન્દવાડ ન હોય તો, વીરજી !
સ્નેહ અણમૂલવ્યા રહે.
એ તો ભવ્ય પરમાર્થનાં ભુવનો,
બન્ધુસેવાર્થે રચેલાં માનવીનાં મન્દિરો,
સ્નેહીઓના સ્નેહની ચુનિવ્હર્સિટિ :
સ્નેહનાં દુઃખ ધૈર્ય શક્તિપ્રભાવ
પ્રગટવાં, પ્રફુલ્લવાં,—અને રડવવાં,
સઉ આ ભૂતદયાના ઉદ્યાનોમાં થાય છે.
સુખની નહીં, પણ સ્નેહની આ વેદી.
ત્હમારા જીવનયજ્ઞમાં પણ
સ્નેહે અહીં જ સુખનો બલિ દીધો.
સ્નેહવ્રત તપતાં અનેક તપસી
આ પ્રાસાદોમાં પ્રવર્ત્તે છે.
ભ્રાતૃભાવનો આ બાગ છે, વીરા !
–ત્હમે તો તે જાણો છો જ.
એ જ—એ જ શ્રેયસ્કર માર્ગ:
બન્ધુતામાં થઇ પ્રભુતામાં.

નગરના દરવાજામાં થઇ—
હા ! વિશ્વનગરીનો દરવાજો પણ
ત્હમે નિરન્તરનો ઓળંગ્યો.
પણ ભાઇ ! એ જ માર્ગ:
અવની મૂકી આત્મભૂમિમાં.

બ્રહ્માંડ ઓળંગી બ્રહ્મમાં.
પિતા એ જ માર્ગે ગયા છે,
સંસાર તજી સ્વર્ગમાં.
પૂર્વાકાશની પાછળ સૂર્ય હતો,
અને પશ્ચિમાકાશની પાછળ
વસન્ત પાલવ સંકોરતીઃ
પૃથ્વી ઉતારી પ્રાણપ્રદેશમાં,
પરાગવતી સુમનસેજમાંથી
નિર્મળા સાત્ત્વિક સૌન્દર્યમાં.
પિતા મ્હને માર્ગનો પરિચિત કરતા,
વંજુશય્યા આગળ મ્હને ચલવતા.
જગત ન જોતી ત્હેમની આંખડલી
આ પન્થ નિરન્તર નિહાળતી.
પ્રપંચમાં આપણે એમને દોરતા,
પણ પ્રભુપન્થે આપણા એ નિયન્તા હતાઃ
સદ્‌ભાવ પાડતાં એમનાં તો પગલાં
આ માર્ગે જ વળેલાં હતાં.
વીરા! મ્હારૂં સ્મરણ સતેજ છે—
હજી તો ત્રણેક વર્ષ માંડ થયાં છે—
એ જ માર્ગ, એ જ સત્ય માર્ગ,
ત્હમે ડગલાં ભરો છો એ જ મહામાર્ગ.
નગર છોડી વનઆંગણે,
વિશ્વ ત્યાગી વિશાળા વ્યોમમાં:
પિતાને જ ડગલે ડગલે, બન્ધુ!

આમલીઓની ઘટામાં થઇને જ
વીર ! પાછળ સરિતાના તટમાં.
ભૂત પ્રેત જેવી, માયા સમી,
શંકા શી ડોલતી છાયાઓમાં થઇ,
કુમળા જ્ઞાન સમાન અખંડ પ્રકાશમાં:
અન્ધકારનાં વન વટાવી
પ્રભાતનાં જ્યોતિર્જલમાં.
એ જ પરમ માર્ગ, બન્ધુ !

વિદાય લેશો, વીર !
દુનિયાનો અન્ત વિદાય જ છે,
આદિ ભલે અન્યથા હો.
પણ એક વેળા તો આંખ ઉઘાડો,
એક છેલ્લી મીટથી તો જગતને જોઇ લ્યો.
શું જગત બહુ જોયું ?
ભલે, ત્હમને ગમ્યું તે અમને ગમશે જ.
ક્ષર મૂકી અક્ષરધામમાં,
મૃત મૂકી અમૃતત્વમાં,
મનુકુલ મૂકી ચિરંજીવ દેવોમાં :
એ જ કલ્યાણપન્થ, ભાઇજી !

છેલ્લુંવેલ્લું સ્નાન કરી લ્યો,
સંસારના મળ ધોઇ નાંખો,
અશુદ્ધિ વર્જી વિશુદ્ધિ ઓઢો.

કુન્દનને અગ્નિની જ્વાલા તાવે છે,
પુણ્યપ્રફુલ્લ પુરાણુ સમયથી
આત્મકુન્દન પણ અગ્નિદેવ પરીક્ષે છેઃ
વીરા ! વિરાજો અગ્નિરાજના ઉછંગે.
ત્હમારી કુન્દન સમી કાયાની
થવા દ્યો બળીને ખાખઃ
ત્હમારા આત્મતત્ત્વનાં કુન્દન પ્રકાશવા દ્યો.
માટીમાંથી મણિ મળશે,
અને ભસ્મમાંથી કુન્દન જડશે.
એ જ માર્ગ, એ જ માર્ગઃ
શુદ્ધિઉન્નતિનાં વ્રત સ્વીકારો.
શતશિખ અગ્નિદેવની પાંખ્ય ઉપર
વિહરો અનન્તતાની કુંજોમાં.
તેજ ત્હમે તેજભૂમિમાં પધારો,
કિરણની અમોલખ કણિકા ત્હમે
સૂર્યોના સૂર્યરાજમાં વિરામો.
વહ્નિરાજ વાદળમાં ભભૂકે છે,
ભભૂકો પ્રભુવિહારી ત્હમે પણ
વાદળ ફોડી વિભુ વિરાટપદમાં.
એ જ પુનિત શ્રેયસ્પન્થ, વીર !
ત્ય્હાં જ મળશે વિશ્વરાજ મહારાજઃ
ભસ્મમાં સ્મશાનની ભૂતપતિ,
અને ચિતા પાછળ સચ્ચિદાનન્દ.

જય જગન્નાથનો, બન્ધુ !
ઘન ભેદી પ્રભારાશિ પ્રગટ્યો છે,
જગત્‌મુખડે પ્રકાશ પ્રફુલ્લ્યો છે :
પૃથ્વી અને પ્રભુને
તેજની મણિસાંકળે સાંકળતો
સૂર્યરાજ આંખડીમાં આવી ઉભો છે :
વીરરાજ! અમારાં અશ્રુ એ સૂકવશે.
દેવનાં દુન્દુભી ગાજે છે—
ત્હમે પાછું વાળી મા જોશો—
અમારો સંસાર અને ત્હેનાં સુખદુઃખ,
ત્હેના વિલાસ તથા ત્હેના વિલાપો,
હવે ત્હમને બાધા કરતા નથી:
અમારે વાસ્તે જ તે રહેવા. દ્યો.
દેવો ત્હમારાં પગલાં વધાવે છે,
દેવાંગનાઓ ઓવારણાં લે છે :
સ્વીકારો તે દેવોનું આતિથ્ય,
વીરરાજ ! રમો તે દેવભાવમાં.
એ જ મંગલકારી માર્ગ, ભાઇ !
જય, જગન્નાથનો જય !
ધરો ભડકાનો ભેખ,
અને લઇ લ્યો બ્રહ્મદીક્ષા, બન્ધુ !

(૧૩)

# ગુરુદેવ



ગુરુદેવ! નમોનમઃ

ગુરુ! ત્ય્હાં સુણાશે આ શબ્દ?
જ્ય્હાં વિચરો છો જ્યોતિરૂપે,
ત્ય્હાં મૃત્યુલોકના બોલ પહોંચે છે?
શીખવ્યું છે આપે જ, ને સ્મરું છું,
કે માનવ વાણીનો પડઘો
શ્રવણેન્દ્રિયમાં પરિસમાપ્તતો નથી.
મનવચનકર્મના મહાધ્વનિ
જગતમાં ને જગતની પાર ઘોરે છે.
એટલે શ્રદ્ધા છે ગુરુબોધમાં
કે શબ્દ નહીં તો શબ્દાર્થ,
ને શબ્દાર્થ નહીં તો શબ્દભાવ,
સદા યે સંભળાય છે ત્ય્હાં.

'ત્ય્હાં' એટલે ક્ય્હાં?
સ્વર્ગ? વૈકુંઠ? ગોલોક? અક્ષર? ક્ય્હાં?

જગજજનો જાણવા ઇચ્છે છે,
મૃત્યુના પડદા પાછળ જોવા વાંછે છે.
મ્હેં તો વચનામૃત પીધું છે કે
न हि कल्याणकृत् कश्चित्
दुर्गति तात ! गच्छति.
કંઇ કંઇનાં કલ્યાણ કીધાં છે,
પ્રાણધન ખરચી પ્રાણ ઉદ્ધાર્યા છે,
તે કલ્યાણ જ પામ્યા છો.
જ્હાં વિહરો છો ત્હાં,
સંસારમુક્ત તે સદ્ગતિમાં;
પુણ્યધામે આનન્દમૂર્તિ છો.

ગુરૂરાજ ! મોહન એ મચ્છુનો કાંઠો,
ને હેતાળ એ મોરબીની વસ્તી !
કાળમીટના વજ્રતટની એ વેરાન ભવ્યતા
ને લોકસંઘના સદ્ભાવની એ કુમાશ !
દેવ ને મનુદેવ જ્હાં લીલા કરે
તે તીર્થ, ને અન્ય અતીર્થ.
ગુરુદેવ ! પુણ્યપગલાંથી આપે,
ને સાધુકવિ વેદમૂર્તિ મહર્ષિ
બ્રહ્મસભાના બ્રહ્મરત્ન શંકરલાલજીએ,
એ અતીર્થને તીર્થ કીધાં અમ માટે.
ગંગા અને ગંગાના તટવાસી જેવાં
સ્મરણમાં રમે છે એ સહુ.

ધેરે નાદે મુખની મોરલી બોલતી,
ન્હાને ડગલે પૃથ્વી ઉપર પગલાં પાડતા,
પુણ્યના પરિમલે જીવનનું પુષ્પ વિકસતું.
પ્રફુલ્લ બૃહસ્પતિની જોડલી સમોવડી
નયનબેલડી ત્હમારી પ્રોજ્જવલ પ્રકાશતી.
વિશાલ તેજસ્વી ભાલદેશે
અનેકરેખ ત્રિપુંડ્ર સમી
તત્ત્વચિન્તનની રેખાઓ લંબાતી.
જ્ઞાનભારે ભમ્મરો નમતી,
અનુભવના અંબારથી અંજાયેલાં
પોપચાં ધીમેશથી પડતાં–ઉપડતાં.
ફિલસુફની તત્ત્વલીનતા ને ચિન્તનસમાધિના
વદને ઊંડા પડછાયા પથરાતા.
યૌવનનો ઉઘાડ છતાં વિકારહીન,
બુદ્ધિવૈભવ છતાં અડગ શ્રદ્ધાવાન્,
પ્રારબ્ધવાદી છતાં નિરન્તર પુરુષાર્થી,
અદ્વિતીય ગુરુ છતાં સદાના શિષ્ય,
મહાતત્ત્વજ્ઞાની છતાં યે
એકાન્તિક ભકત ત્હમે હતા.
અભ્યાસના ખાલી કુંભમાં
ટુંકા જીવનનો ઉભરાતો અનુભવ
નીતારી નીતારી ભર્યો હતો.
જડદેહે બટુકજી જણાતા,
પણ ચેતનદેહે વિરાટરૂપ વિલસતા.

સાદાઇ અને સરલતાની સૌમ્યમૂર્તિ,
ઉન્માદ ને અત્યાચારના અરિ હતા.
વસન્તના વાયુ વાય,
ફૂળે, ને સહકાર નમે:
સંસારનાં સદ્ફૂળ ફૂળતાં
તેમ તેમ ત્હમારી ડાળે નમતી:
સન્માનથી સર્વદા ત્હમે વિનયી થતા.
અમારી નિત્યે કલ્યાણકામનાવાળા,
શિષ્યોના નિરન્તર હેતના લોભી,
વિદ્યાર્થીઓની વાતના વિસામા હતા.
બ્રહ્મચારીને બ્રહ્મચર્ય બોધતા,
ગૃહસ્થાશ્રમીને ગાર્હસ્થ્ય ધર્મ શિખવતા:
પ્રેરણાથી પ્રકાશતી એ વાણી હતી.
દેવમન્દિરમાં યે દેવકથા કરતા,
પુરાણ વાર્તા નવઉત્સાહે લલકારતા,
સાધુસન્તો યે સુણી સત્કારતા તમ વેણ.
પંચેન્દ્રિયો અખંડ પંચ વર્તમાન પાળતી.
એકાદશીનાં જાગરણ ઉપવાસ ધુન નિરખી
સુફી અને અગમ્યવાદીઓ સાંભરતા.
ત્હમારા વતન ફરતાં વનમાંના
મહાઘોષ શાર્દૂલની ગર્જના સમોવડો
ત્હમારો ઉપદેશ ગાજતો.
લક્ષ્મીજીએ કુંકુમચન્દ્રકે

ને નારાયણ ભગવાને કેસરતિલકે
ગુરુરાજ! ત્હમને વધાવ્યા હતા:
ને દેવભાગનું નૈવેદ્ય ધરાવીને જ
દેવદત્ત વૈભવ ત્હમે ભોગવતા.
લીલમલીલી અમ ગુજરાતની અમરાઇએ
નવશિક્ષણની ત્હમે સાખ હતા.
પ્રાચીનઅર્વાચીન ઉભયમાં વિશ્વાસુ,
પૂર્વપશ્ચિમ ઉભયમાં શ્રદ્ધાવાળા,
રાજાપ્રજા ઉભયમાં આસ્તિક ર્‌હેતા.
સદ્‍ગુરૂ સહજાનન્દજી ને મહાત્મા અફ્લાતુન
ઉભયના પરમ ઉપાસક હતા.
કાલના આદિથી કવિઓ
પુષ્પના ગુણાનુવાદ ગાઇ રહેવા
મથે છે, પણ નથી ખૂટયા એ:
મહાનુભાવી ગુરુદેવની તો પછી
ગુણગીતા કેમ ગવાઇ રહે?
નેતિ, નેતિ, નેતિ, ભગવાન!

આયુષ્યની ઉજમાળી સ્મૃતિઓ
કોને નથી સતાવતી?
સુખનાં સ્મરણોમાં ઊંડુ દુઃખ છે,
દુઃખનાં સ્મરણોમાં ઊંડુ સુખ છે.
પુરાણું સુખ સંભારતાં યે
દિલ દાઝે છે, ગુરુજી!

સૂર્યનું કિરણ સપ્તરંગે ઉઘડે,
ને સાતે રંગ પાછા સંકેલાઇ
એકજ્યોત શ્વેત કિરણ સોહાય:
ત્હમારા જીવનનું કિરણ પણ તેમ
સંસારમાં અનેક રંગે ઉઘડ્યું,
ને ઉઘડી, પ્રફુલ્લી, ઝળહળ ઝળકી,
અન્તે એકજ્યોત સંકેલાઇ,
ધવલ રંગે ધર્મમાં આથમ્યું,
ને સૂક્ષ્મ અંશ અક્ષરચરણે વિરામ્યો.
જય એ ત્હમારો, ગુરુદેવ!
જગત જીત્યા, ને પછી એ જીત્યા.

પૃથ્વીને આરા છે,
ને પૃથ્વીમાંની ઉત્ક્રાન્તિને યે આરા છે.
એ પછીના ઉત્ક્રાન્તિમાર્ગ
અવકાશને સ્હામે તીરે છે;
ને મૃત્યુની નદીનાં અન્ધારકાળાં નીર
વચમાં ઘેરાં ઘેરાં વહે છે.
એ વારિ તરી ઉતરતાં
મનુષ્યનાં માટીનાં માળખાં
ઓગળી જાય છે, દેવ!
ત્હમે પૃથ્વીના પોશાક ઉતાર્યા,
ત્હમે ચેતનના વાઘા સજ્યા,
ત્હમે તેજની પાંખો પ્રસારી ઉડ્યા

એ ઉત્ક્રાન્તિના અગોચર પન્થે.
ઊર્ધ્વગામીનું જવું યે ધન્ય છે,
અધોગામીનું જીવવું યે ધૂળ છે.
જગતયાત્રામાં જીવન ને મૃત્યુ
ઉભય ત્હમે ધન્ય કર્યાં.

ટૂંકી આયુષ્યની અવધો ત્હમારી,
પણ લાંબાં ઉરનાં સંભારણાં અમારાં.
સૂર્ય કરતાં સૂર્યપ્રકાશ વિસ્તીર્ણ છે,
પુષ્પ કરતાં પુષ્પના પરિમળ બ્હોળા છે:
પ્રકાશવન્ત ને પરાગમય આયુષ્ય કરતાં યે
એ આયુષ્યના સ્મરણ સુગન્ધ દીર્ઘજીવી છે.

यस्मान्नोद्विजते लोको
लोकान्नोद्विजते च यः
કોઇને દૂભવ્યા નથી,
કોઇથી દૂભાયા નથી:
વડવાનળની મહાજ્વાલાઓ, દેવ!
જો કે ધણી યે સળગાવેલી મ્હેં તો,
પણ દિલનો દરિયો ડ્હોળાયો નથી.
સહુને બધું ક્ષમા કરતાં જ
સંચર્યા છો સંસારના તીર્થમાં.

આપણો પ્રસંગ શું આલેખું?
નથી વીસર્યો ને નહીં વીસરાય,

સ્મરણમાંથી નહીં સરી જાય
એ આપેલું જીવતદાન.
ખરાબે લાધતી મ્હારી નૌકાને
વાળી વ્હેણમાં મૂકી,
એ નાખુદા ભૂલશે કદી ?
ગગનના તારકલેખ ભૂંસાશે ?
કે ભૂંસાય એ હઇયાના લેખ ?

ગુરુદેવ ! નમોનમઃ
બે વાર શરણે આવ્યો, ને તર્યો.
ત્રીજી વાર પુણ્યનામાવશેષ
અહીં લખું છું અધુરે અક્ષરે.
લોકકવિતા કવે છે કે
રામનામે પત્થર તર્યા :
તો કાશીરામને નામે
આ પત્થરે તરશે સ્તો.
ત્ય્હાંથી યે ઉદ્‌બોધજો મુજ બુદ્ધિને,
ને પ્રેરણાનાં પીયૂષ પાઠવજો, દેવ !
शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम्.

( ૧૪ )

# સૌરાષ્ટ્રનો સાધુ



સૌરાષ્ટ્રીઓ! સહુ સુણજો,
સોરઠ સાધુસૂનો થતો જાય છે.

ને એ સાધુ યે ગયો
સાન્ત તજી અનન્તમાં,
લીલા તજી અક્ષરમાં.
એ ગયો અવનીમાંથી ઉપર,
ને ચાલ્યે જ જાય છે એમની એમ
જગતની આ ઘટમાળ.

શૃંગાળાં ગિરનારનાં શિખરો
હવે સૂનાં સરિખડાં છે.
એ મુગટોમાં મણિઓ નથી.

ત્હેની પ્રિય ટેકરીઓને ખોળે
તે પોઢયો મૃત્યુસમાધિમાં;
ત્હેના પ્રિય સાગરજલમાં
ઠરી ત્હેની દેહભસ્મ.

  મ્હારે તો હતી
પંદર વર્ષની પિછાન એ સાધુજનની,
પણ તે પંદર તિથિઓના જેવી.
દિને દિને ઓર ઉઘડતી
એ અમૃતની ચન્દ્રકલા.
પુર્ણિમા પ્રકાશી એ સુધાકરની,
ને કૃષ્ણ પક્ષ બેઠો પછી.

  અમે એને બાવાજી કહેતા.
એની ફૂંકથી દુઃખ ફીટતા,
એના અડકવાથી રોગ મટતા.
સચ્ચિદાનન્દના એના જયધ્વનિ હતા.
ઓમનો શંખનાદ ગજવતો તે આવતો,
ઉમંગ ને ઉત્સાહના પ્યાલા પાતો,
આણેલા અવનવા આદેશ સુણાવતો,
ને સર્વસ્વ મૂકી ભાગતો.
રોકયો કદી યે રોકાયો નથી
છેલ્લી ઘડી સુધી તે.
એ તો ભવનો ભાગેડુ હતો.
વડિલે લગ્નનાં મુહૂર્ત લીધાં
તો જઇ બેઠો ગંગાને કાંઠડે,
કાશીવિશ્વેશ્વરના વિશ્વવિખ્યાત ચોકમાં.
ઘાટના સંન્યાસીઓ કનેથી
સંન્યાસની ભાંગ પીધી,

ને ભરી લીધાં અંગોમાં ગંગોદક.
ઘેર પિતાનાં દાશરથી મૃત્યુ થયાં.
એમ લીધી જીવનભરની
એ બ્રહ્મચારીએ બ્રહ્મચર્યદીક્ષા.
ત્હેના જોબનપુરને મોહ્યા હતા
મહાજનમ્હોડવી લક્ષ્મીના યે દાસ.
ભામિનીઓથી ભડકેલો તે
અબળાને બલાખાતું ભાખતો,
પણ સૌન્દર્યનો હતો પરમ પૂજારી.
સંસારમાં સ્વર્ગની સુન્દરીઓ
અવતારવાના એના હતા કોડ.
રસિકવર માધવરાયજીનો પ્રતિહાર
હતો તે રસનો ઘાયલ રસિયો.
નિરન્તરનો નિઃસ્વાદુ તે
ભોજનની કવિતાઓ કલ્પતો,
અજબ વાનીઓનાં કાવ્યો રચતો.
તે વનચર હતો;
વનવનની વનસ્પતિઓમાં
તે ફરતો ને ચરતો,
ને ઉગતી ઔષધીઓ આરોગતો.
એ તો પરિવ્રાજક હતો
અનન્તઆયુષી આર્યાવર્તનો.
તીર્થજલના કો ઘાટ,
શિખરશિખરનાં કો મન્દિર,

ગુફાઓ કે ગિરિમાલાઓ:
એને એકકે અજાણ્યાં ન હતાં.
કાશ્મીરની કમનીય સરોવરકુંજો,
બદ્રીકેદાર ને અમરનાથના
બરફના રણપગથાર,
સિન્ધુ બ્રહ્મપુત્રા ને ઈરાવતી,
ગંગા ગોદાવરી કે કાવેરી,
ધનુષ્યકોટી ને સાગરસેતુ,
કાંચનગંગા ને ધવલગિરિ:
તે સર્વેના સનાતનત્વમાં
કરતો હતો પરમ દર્શન
ગુજરાતનો એ પરિવ્રાજક.
એને એક જ મોહ હતો,
એની જન્મભૂમિનો ને 'જી' નો.
ચોરવાડની ચારૂ વાટિકા કીધી એણે.
અણુછતાને છતું કીધું
ગુજરાતની ગૃહકુંજોમાં.
વતનને નામે રડતો તે લોકસભાઓમાં.
એ દેહનો તે આત્મા હતો,
એ પ્રાણની તે પ્રેરણા હતો.
સદ્‌ભાવ ને સત્કર્મના આંબા
વાવી ઉછેરેલા હતા ત્ય્હાં.
તીર્થોના તીર્થપરિમલ લાવી લાવી
પમરાવી હતી પરાગવન્તી

સૌરાષ્ટ્રના સાગરતીરની ચારુ વાટિકા.
ઘરઘરમાં ને ઉરઉરમાં ભર્યા હતા
એ પુણ્યધામોના પુણ્યભાવ.
ને પીધાં હતાં પ્રકૃતિમાતનાં ધાવણ
એ કુદરતના બાલકે યે બહુમૂલાં.
વડાવનનું ગુણગાંભીર્ય,
નાગરવેલની સુકુમારતા,
કદળીવનના સૌન્દર્યસોહાગ,
સહકારમાલાની પરોપકારિતા,
ઝુંડમાંનાં સાહસિક પૃથ્વીપર્યટન,
ચોરવાડને ઘેરી પડેલી
અર્ધચન્દ્રાકાર લીલોતરીની ટેકરીઓનાં
નિરન્તરનાં હરિયાળાં હાસ્ય;
મીઠ્ઠી વાવોનાં અખૂટ ઝરણ:
એવી હતી ત્હેની યે આત્મવિભૂતિઓ.
મનનો તે હતો મહારાજાધિરાજ,
પણ ભકતાધીન ભૂધર જેવો
મિત્રોની મૈત્રીનો તે હતો મોળો.
કવિના અખાડાનો
તે પાટજોગી હતો.
માણેકને કહેતો રત્નોમાં રત્નરાણી.
ભક્તિ કર્મ ને જ્ઞાનમૂર્તિ સમોવડું
ત્હેનું યે હતું ત્રિપુટિમંડલ.
ભજનની કેકાવલિ લલકારતો,

થનગન પ્રભુનૃત્યે નાચતો,
ઉરમાં દેવહિંડોલ ડોલાવતો,
આત્મામાં ઝલભરતી ઉભરાવતો
એ ખાખી ભકતરાજ મોહનદાસજીઃ
ગરીબોને સાહિત્યજલ પાતો,
કર્મગંગામાં ડુબકાં ખાતો-તરતો,
તેજસ્થંભ શો ઉજ્જવલ ને ભારખમો,
મોભી અડગનિશ્ચયી કૂટસ્થ શો,
પરમ કર્મયોગી અખંડાનન્દજીઃ
ને જ્ઞાનગમ્મતમાં કલ્લોલતો તે.
હું તો ડોકિયાં કરી જતો,
ઝાંખી લેતો, અડધુંક આવતો.
એ તો તારાઓ મહાજલના.
તૂટયો ત્હેમનો એ ત્રિવેણીનો ત્રાગડો.
નરનારાયણી ભજનમંડલિનો
એ હતો ભોગી ભકતરાજ.
અજબના એ અર્થ ઉકેલતો,
કૃષ્ણબંસીના બોલ પારખતો,
સાગર સાથે વાતો કરતો.
ચોપાટીને મોહમયી આરે,
કે પાણખાણોની પેલી પાર વતનમાં
ડફા દહેરીના દ્વીપકલ્પને તીર
શિવમન્દિરની છાયામાં
બેસતો અડોલ ને અવ્યય,

ઝીલતો સાગરના સનાતન સન્દેશ,
ને સાધતો એમ સાગરસમાધિ.
ગહનતામાં તે નિહાળતો,
અનક્ષરી લેખ વાંચતો,
અનાહત શબ્દ સુણતો,
ને રહેતો એ મસ્તીમાં અલમસ્ત.
એકદા જગતનો પડદો સળક્યો,
ડોલ્યો, ને ઉપડવા લાગ્યો,
આકાશની ઝાલર સંકેલાશે લાગ્યું
ગહનતાનાં દર્શન કરાવવાને કાજ.
પાગલતાની ખોની ભેખડધારે
લાગ્યું કે એક પાય હતો,
ને બીજો હતો અધ્ધર અન્તરિક્ષે
એ કોતરના મુખદ્વારમાં પડતો.
પડદાને ડોલતો થંભાવ્યો,
દુનિયાના ડાહ્યા રહ્યા યોગીજન,
જતાં કીધાં સદાનાં
વિશ્વગહનતાનાં તે ભેદદર્શન.
ઓ જગતના લોક ! બોલો,
આપણે એથી કમાયા કે ખોયું ?
કાલગંગાને ઉભય આરે
એના ઉંડા પાયા હતા,
જૂનાનવાનો તે સેતુ હતો.
કંઇ કંઇ વિદ્વાન્મંડલિને

સાંકળીતી તે મણિસાંકળ હતો.
એક દ્વીપ છે ન્હાનકડો
નર્મદાના વિશાલ જલપટમાં.
એની એક પાંખે વેદાભ્યાસી બારકાલ,
ને બીજી પાંખે શુકદેવજી વિરાજે છે
પૃથ્વીની ભમ્મર જેવા ઉત્તુંગ કિનારે.
ગંગનાથના અનુભવિયા યોગીન્દ્ર,
અતલ બ્રહ્મજલના તારા
બ્રહ્માનન્દજી પાસ દીક્ષા લઇ
વ્યાસના વનમાં સંચર્યો તે બ્રહ્મચારી.
નર્મદાના એ વ્યાસોદ્યાનમાં,
શુકદેવજીની છાયાપામરી ઓઢી,
સંકલ્પ કીધો અઢાર સ્વર્ગ રચવાનો.
એ ક્ષેત્ર વ્યાસક્ષેત્રની છાયા છે,
પ્રતિજ્ઞા એ વ્યાસપ્રતિજ્ઞાની છાયા રહી.
એ અભિલાષ અધુરા રહ્યા;
ગુજરાતના ભાગ્યની એટલી ઉણપ.
એની દૃષ્ટિ જ હતી અદ્‌ભુત,
સ્વર્ગીય નયને તે જગતને જોતો.
આર્ય વિધવાની આરત ત્હેણે સાંભળી,
ને ત્હેમની દુઃખસોહન્ત વિમલતા યે
નિરખી હતી ત્હેની આંખડલીએ.
જગન્નાથપુરિયાઓનો તે જોધ્ધો હતો.
પ્રેમ પ્રેમ ને પ્રેમ

હતો ત્હેનો જીવનમન્ત્ર.
પંડિતોના પાંડિત્યધનનો
તે નિર્ધન હતો,
પણ અખંડ ઉછળતી
આત્માનુભવની ત્હેની પાતાલગંગા.
સંન્યાસીની સામગ્રી સમા,
બુદ્ધના સૂત્રચતુષ્ઠય જેવા,
ત્હેને યે હતા ચાર મહાસૂત્રો.
'બંદા ચક્કમ, કે દુનિયા દિવાની ?'
એમાં તરતી ત્હેની નિરભિમાનતા.
'ચોક્કસ દરજ્જે'
એમાં વસતી ત્હેની સત્યપ્રિયતા.
'પોલંપોલ': એમાં હતાં
ત્હેના અનુભવના દર્શનવિવેક.
'ઝાડુસ્તોત્ર': એમાં પ્રગટતી
ત્હેની કર્મયોગની કર્તવ્યભાવના.
ત્હેની ફિલસુફિના સિંહાસનનાં
એ ચાર પાવઠાં.
ન્હાનકડા ગુજરાતના એ ન્હાનકડા બુદ્ધ !
ત્હારે લોકભાષામાં જ બોધવું હતું:
પંડિતોની સભાભાષામાં નહિ,
પણ સ્ત્રીબાલકની કુલભાષામાં
ત્હારે લખવા હતા નવસત્યોના નવગ્રન્થો.
ત્હારી અક્ષરાવલિ જ અનોખી,

જાણે અજ્ઞેયની કો નિગૂઢ લીપી.
તે અલૌકિકમાં જ રમતો,
ને અલૌકિકનાં દર્શન લૌકિક કરાવતો.
જગતને સ્વર્ગ દાખવતો,
સંસારમાં ને સંસારથી પર.
તે અદ્‌ભુતમાં જ આનન્દતો,
ને અદ્‌ભુતને અવનીમાં ઉતારતો.
ભેદાવલિની ગહન ઘટાકુંજોમાં
તે ઉડતો, ને ઉડાવતો.
પરમ યોગનું પ્રથમ પદ,
પ્રાણવિનિમયના ભેદદ્વાર,
ઉઘડ્યા હતા ત્હેને કાજ.
જંગલની જડીબુટ્ટીઓ,
વૈદકવિજ્ઞાનના અગોચર અખતરા.
તે શોધકને સુગમ હતા.
આત્મસત્યોની સીમમાં તે રખડતો,
કે જ્હાં સ્થૂલની પાળો
અધ્યાત્મજલમાં ભળે છે.
બંસીમાં પ્રભુએ શું ગાયું ?
એ શોધવા મથતો.
મસ્તકવિદ્યાના આછાઅધુરા સૂચનથી
ભૂત ને ભવિષ્ય ભાખતો.
કવિતાની પાંખો ઉપર
ગહનતાના આરાઓમાં

સનાતન ભેદાવલિનાં ગીરમાં
ભમતો હતો અદ્ધર ને એકાકી.
પુરાણપ્રસિદ્ધ ઇતિહાસોજ્જ્વળ
સૌરાષ્ટ્ર ભવ્યતાઓની ભૂમિકા છે:
ગભીરાં ગીર ને ગરવો ગિરનાર,
સિંહ સાગર ને સોમનાથ,
યદુવંશની ને શ્રી કૃષ્ણની ભસ્મ,
લીલી નાઘેરની જલભર કુંજો:
એ કાલજૂની ભવ્યતાઓમાં તું
ભટકતો, ભોગવતો, ને ભોગવાવતો.
એમાં સૌમાં ગરૂડ ઉડે
એમ તું ઉડતો વિશાળપંખાળો,
ને ગિરિશિખરે ત્હારા માળા હતા.

ને એમ જ
રહેવું હતું ને ત્હારે ?
વાયુની લહરીની પેઠે છુટ્ટા,
ને વ્યોમવીજળીની પેઠે નિર્બન્ધ ?
ગગનપાટે મેઘખંડ કો વિચરે,
પૃથ્વીપરના ગગનપડછાયા સમા
મહાસાગરે કો મહામોજ
ઘેરૂં ઘેરૂં ઘૂઘવતો ઘૂમે,
એમ ત્હારે યે ઘૂમવું હતું જગતમાં.
લગ્નનાં યે રસબન્ધન

ત્હેં ન સ્વીકાર્યાં જીવન ભરમાં,
પરમાર્થના કે લોકસેવાના યે
વ્રતબન્ધ ન લીધાં કદી પણ,
છેવટે દેહબન્ધે ત્યાગ્યો
ત્હારા નિર્બન્ધ આત્માએ.
ઉડી ગયો આકાશના પડદા પાછળ,
અનન્તની વનઘટાઓમાં અદૃશ્ય.
નિર્બન્ધને પ્રેમના બન્ધે નવ હોય ?
કહે છે ને સહુ કે
પ્રેમ તો પ્રભુતા છે ?

ને કાલનાં ત્હારાં તેજવધામણાં !
સૂર્યલોકમાંથી ત્હારા તેજનમસ્કાર !
ત્હારા દ્વાદશાની સ્હાંઝ હતી,
અમે મહાસાગરને આરે હતા,
તુજ સ્મરણોને સંભારતા હતા.
ઘણાએ ત્હારે અણુદીઠેલું દીઠું.
વ્યોમ ભરી બાંધ્યો હતો મેઘચન્દરવો,
તેજના ગલ સરિખડો
સન્તાયેલો હતો માર્તંડ મેઘપટલમાં.
બજતી હતી ઘેરી ઘેરી
સાગરની સનાતન કરતાલ.
અમ્ભોધિની રૂપેરી ફેનિલકિનારી શિવાય
જલપગથાર ગગનપાટ ને અન્તરિક્ષ

કૃષ્ણરંગી હતાં મેઘસ્યામ.
દૂર દૂર, માત્ર સાગરને સીમાડે,
લહરતી હતી તેજભૂમિકા
રૂપાની વાડીઓઃ સરિખડી.
તેજકુંજોની કુંપળરેખા સમી
ફરકતી હતી જલોર્મિની પાંદડીઓ ત્ય્હાં.
સાનન્દાશ્ચર્યથી અમે સૌ એને
અનિમિષ નેને નિરખી રહ્યા.
જાણે આંખડલીના આમન્ત્રણનો ઉત્તર હોય,
જાણે અમારી આશાનાં આગમન હોય,
જાણે હિમાદ્રિના હિમપગથારમાંથી
ગંગોદકની સહસ્રધારા વરસતી હોય:
વાદળછાંયડીના વહતા પૂરની પેઠે
જગતસીમાન્તેથી વહી આવ્યો
તે તેજભૂમિકાનો પૂરપ્રવાહ,
ને શામળા સાગરજલ ઉપર
સરિતાના રજતપટ સમોવડો
વિશાલ તેજપાટ પાડ્યો.
મેઘાડમ્બરે યે કોર સંકોરી ઘડીક,
ને એ ભર્ગનાં દર્શન કરાવ્યાં લગીર
કે જેને જગજજનો પૂજે છે
જગત્‌ના જન્મકાળથી.
અમને વધાવી વહી ગઇ
તે તેજગંગાની ઉછળતી છોળ.

જાણે મૃત્યુએ પળેક પડદો ઉપાડ્યો,
જાણે કે જરીક ત્હારૂં પોપચું ઉઘડ્યું,
ને ત્હારી તેજમીટના એક મટકાએ
વધાવ્યા, તેજસ્નાન કરાવ્યાં.
એમ લાગ્યું અવનીમાંના અમને કે
ત્હારા આત્મતત્ત્વે દર્શન દીધાં જાણે
એ સૂર્યલોકના તેજકિનારેથી.
પણ પૃથ્વીવાસીના પુણ્યોદય
અનિત્ય જ છે હમેશના:
પંખીની ઉડતી પાંખના પલકાર શા.

તે સિધાવ્યો સાધુવર
મનુષ્યમાંથી દેવમંડલિમાં,
અનિત્યમાંથી નિત્યધામમાં,
જગતમાંથી જગન્નાથમાં.
માયામાંથી પરબ્રહ્મમાં.
યોગીઓની યોગગુફાઓ
ખાલી–ખાલી શી છે ઉજ્જયન્ત ઉપર,
ગગનગહ્વર શા ગરૂડના માળા
સૂના–સૂના છે, દ્હેરીઓ સમા,
ફૂટેલા કાનની બખોલો જેવા.
સિંહની બોડમાં બ્હારવટિયા
ભરાય છે ને મરાય છે,
મહાત્માઓ નથી એ વનમ્હેલોમાં.

સૌરા ષ્ટ્રીઓ ! સૌ સુણજો
મનુકુલનો આ મહાપોકાર,
ઉંડું ઉંડું અન્તરમાં આલોચજોઃ
ગઇ ગ્રીષ્મમાં ગિરનાર દૂઝતો ન્હોતો.
ફૂટેલા લોચનો સરિખડા
જલકુંડો જલખાલી હતા,
પૃથ્વીના સુકાયેલા સ્તન સમા
શિખરોની હૃદયસેરો ન્હોતી વહતી.
વહૂકી ગઇ હતી ગિરનારની કામધેનુ.
ગિરિવાસીઓ ગિરિ ઉપર
પાણી તળેટીમાંથી ચ્હડાવતા.
સૌરાષ્ટ્રીઓ ! શિખરો સૂકાય છે,
ગૌમુખી ગંગાનાં વ્હેણ તૂટયાં છે.
દેવશિખરો સૂનાં સમાં છે,
મન્દિરોમાં મહાત્માઓ નથી.
સોરઠ સાધુસૂનો થતો જાય છે.
ને એ અમૃતમોરલો યે
ઉડી બેઠો અનન્તને આંબલિયે
એની ઘેરીમધુરી કેકા ટહૂકી,
એ જીવનપુરાણ સમાપ્ત થયું.
ચારૂ વાટિકાનો ચારૂત્તમ
સિધાવ્યો તે સૌરાષ્ટ્રનો સાધુરાજ
અહાલેક ઉચ્ચારતો અલખની મઢીઓમાં.

(૧૫)

# પિતૃતર્પણ



૧

બાર બાર ગયાં વર્ષો રાત્રિઓ પડતાં સૂની,
બાર બાર વહ્યાં વર્ષો વાદળી વરસી ભીની:

બાર વર્ષો થયાં, તાત! મૃત્યુના પડદા નમ્યે;
હજી યે ચક્ષુમાં ત્હો યે પ્રવેશો પૂર્વના રમે.

કાલની વીંઝતી પાંખ અનેરા વેગથી ભરી,
નેત્ર મીંચી ઉઘાડું ત્ય્હાં આવે બ્રહ્માંડને ફરી.

નથી તે મેઘનાં નીરે, નથી અન્ધારનાં જલે
ધોયાં કો સ્મૃતિનાં ચિત્રો રંગેલાં પ્રાણપાટલે.

આપ્યા એકાન્ત રાત્રીએ, ને મેઘે રસ સીંચિયા;
એમ જીવનના સર્વે આથમ્યા દિન ઉગિયા.

વસન્તે ને વસન્તે જ બોલે છે બોલ કોકિલા,
આત્મામાં એમ બોલે છે વસન્તે આપની લીલા.

૨

પિતાજી! પત્ર ને પુષ્પે એ જ આવી વસન્ત આ:
ટ્હૌકે છે કોલિલા, એવાં ટ્હૌકે છે સ્મરણો, અહા!

આંબાની ડાળ મ્હોરી, ને આત્મા યે મુજ મ્હોરિયો;
ગાય છે સાધુ ને સન્તો હરિની રસહોરીઓ.

હું ય તે લઇ આ વીણા સ્મરૂં છું ગુણ આપના;
પુણ્યશ્લોક પિતા! મન્ત્રો જપું છું પિતૃજાપના.

૩

વીતતી દીર્ઘ રાત્રી, ને થતો પ્હરોડ દેશમાં,
એ પ્હરોડે ઉગ્યા આપ આશાવાદી અરૂણ શા.

છાયા તો વડલા જેવી, ભાવ તો નદના સમ;
દેવોના ધામના જેવું હૈડું જાણે હિમાલય.

બુદ્ધિવૈભવ, ને આસ્થા, આશા, રસ, ઉદારતા:
એ દૈવી દીપમાલાનાં અન્તરે તેજ રાજતાં.

આપ અમૃતના જાયા, ધાવણે અમૃતે દીધાં;
ને તેથી અમૃતમીઠાં આપનાં કવિતો હતાં.

ડાહ્યા પુત્ર જ ડાહ્યાના, અંગોઅંગે ઉરે પણ,
મન વાણી કર્મમાં યે, ઝરે નિત્યે ડ્હાપણ.

વીરા જયકુમારીના, જમાવ્યો જય લોકમાં;
ને દિનકરના ભાઇ, પ્રતાપી ભાસ્કરે સમા.

દેવાનન્દે રમન્તા તે દેવાનન્દ ગુરુથી આ.
પામીને કાવ્યની દીક્ષા દીપ્યા દેવકુમાર શા;

ભર્યો ઉત્સાહી એ કંઠ મેઘના સમ ગાજતો,
યશસ્વી વાણીનો એહ પ્રોત્સાહી બોલ આથમ્યો.

શ્વેત વસ્ત્રો સદા ધાર્યાં, પ્રાણુની શ્વેત પાંખ શાં:
તેજવાધા સજી જાણે ફિરિસ્તો કો મનુષ્યમાં.

નમ્ર ને નમતા, ત્હો યે શૈલ શી દૃઢતા હતી;
ચાલ ધીમી ધીમી, ત્હો યે ખંતથી વેગીલી ગતિ.

હાથે પીતળપટ્ટાળી શ્યામ સીસમલાકડી:
બાંધી રાખી શું સંકેલી સેના સેતાનની લ્હડી!

પૂર્યાં છે દુઃખ ને પાપ મનુષ્યે જગમાં રૂડા,
પાડ્યા અન્ધારના પાટા તેજસ્વી વિશ્વમાં વડા.

દીઠું એ સૌ દીર્ઘ કાલ, સુધાર્યું સુધર્યું ય તે;
પછી સંસારવાડીથી સંકેલી લીધ દૃષ્ટિને.

બહુ વર્ષો સુધી આપે મૂલવ્યાં મોતી બ્હારનાં,
પછી પારખવા પેઠા આત્માના દરિયાત્રમાં.

ઘૂમતાં સૌ દિશે ત્હેને ધાર્યાં એક સમાધિમાં,
વાળી બ્રહ્માંડથી ચક્ષુ પરોવ્યાં પરમેશમાં.

વિધિએ ભાગ્યરેખા શું દોરી કુંકુમકેસરે!
ઉજ્જવળા ભાલમાં એવી રેખા તિલકની તરે.

સ્મિતની સુન્દરતાના કપોલે અંકુરો ઉભા:
મધુરાં હાસ્યની દીપે મુખડે મધુરી પ્રભા.

આત્માનું તેજ, વીંધીને રોમ રોમ, વિકાસતું,
બ્રહ્મર્ષિ! આપને દેહે બ્રહ્મવર્ચસ્ વિલાસતું.

વેદ જેવા મહાભાવ, દેવ શા દિવ્ય કાન્તિના,
પ્રકાશે પરમાનન્દે એવી અખંડ શાન્તિના.

આદ્ય દ્રષ્ટા આ યુગના, કવિ છો, સૂત્રકાર છો:
ને નવજીવન કેરા ઋષિ છો, સ્મૃતિકાર છો.

ભવિષ્યવેત્તા, આચાર્ય, પેગમ્બર પ્રભુ તણા;
નવીન ગુર્જરાષ્ટ્રે એ ગજાવી ગેબી ઘોષણા.

ભભૂકી અગ્નિ શા આપે વનો ભસ્મ નથી કીધાં:
ત્હમે વર્ષા સમા વર્ષ્યાં, ચન્દ્ર જેમ સીંચી સુધા.

સ્હવારે સ્હાંજરે જેવો તપે ભાનુ દિને દિને,
શીળા શીળે તપ્યા તેમ, દઝાડયા નહિ કોઇને.

મહામૂલાં દીધાં રત્નો પૂર્વજે પૂર્વ કાલમાં,
પારખી પારખી તેહ સંરક્ષ્યા, પ્રાણની સમા.

ને નવયુગની ખીલે પુષ્પે પુષ્પે વસન્ત આ,
સંઘરી પીમળો સૌની તેહનાં મધ સારવ્યાં.

ધીરગમ્ભીર નેતા, ને દીર્ઘદર્શી ત્હમે ઘણા,
શોધી તેથી દક્ષતાથી ધીરે ધીરે સુધારણા:

વિદ્યા ને સંપનાં સૂત્રો, કલાકૌશલ્ય ઓપતાં,
ને સંસ્થાનસુધારો, ને દેશનાં હિત દીપતાં;

પુણ્યભાવ, સદાચાર, ભક્તિ, ને પરમાર્થ, ને
સાત્ત્વિક સ્નેહના મન્ત્રો, ધર્મઔદાર્ય: સર્વ તે.

વધે સંસારની શોભા, પ્રભા ને પ્રભુતા વધે,
ગાયાં છે દેહઆત્માનાં સૂક્તો ઉન્નતિનાં બધે.

રાજા અને પ્રજા કેરૂં એક છે હિત, તે લહી
ઉછેર્યું એ સદા આપે, શીખ બન્નેયને દઇ.

સ્વીકાર્યા સ્નેહી રાજાએ, પ્રજાએ પ્રેમી પારખ્યા;
એ બાહુ અંગના એક, ત્હમારે તેમ તે સખા.

પ્રતિભા, રાજ્યની આસ્થા, ઉજ્જ્વળી દેશભક્તિની
મૂર્તિ આપ હતા મોંઘી, શ્રદ્ધાની અર્ચનાભીની.

પોતાનું માનતા શ્રેષ્ઠ, મુમુક્ષુ પરના હતા;
સારગ્રાહી સદા તેથી સૌમાંથી સાર શોધતા.

પુરાણા સંપ્રદાયોમાં શુદ્ધ પવિત્ર જે વિભુ,
પરમ્ ધર્મ ત્હમારો તે સ્વામી નારાયણ પ્રભુ.

દ્દેશીઓમાં વસ્યો દેશી થઇ, ત્હેમાં લીધો રસ,
પરમ્ મિત્ર ત્હમારો જ તે મહાભાવ ફાર્બસ.

જે ન્હાના ભાઇ હિન્દુના, ઇસ્લામી ખ્રીસ્તી પારસી,
સૌ શું સ્નેહ દીધો–લીધો, હૈડે હૈડાં હસી હસી.

સહસ્ત્ર ધારથી જેમ વર્ષે છે મેઘની ઝડી,
લોકમાં વર્ષતાં તેમ આપના આત્મનાં અમી.

સિન્ધુ પ્રત્યે વહે જેવી ઉર્મિઓ નદીઓ તણી,
લોકના હેતનાં પૂર વ્હેતાં ત્હેવાં તમો ભણી.

સારપ આશિષો વ્હોરી જનોમાં શુભ નામના,
સંચર્યા લઇ સદ્ભાવો આપ અક્ષરધામમાં.

હતાં જીવન ને વાસ સદા મન્દિરછાયમાં,
આરતી પ્રેરણા દેતી કાવ્યસ્તોત્રોની આપનાં.

આપે આયુષ્યમધ્યાહ્‌ન ગાળિયો પ્રભુકાર્યમાં;
અને આયુષ્યની સન્ધ્યા ગાળી ગાતાં પ્રભુલીલા.

દેહના સુરથે સ્થાપી દેહી કેરો મહારથી,
ઇન્દ્રિયોના અશ્વ જોડી, લગામો વૃત્તિની ગૂંથી;

વિવેક સારથી માંડી, અખંડ પ્રભુની દિશે,
ત્હમે કીધી મહાયાત્રા વિશ્વના વિષયો વિશે.

નિત્યે જીવનમાં યોગી, તત્વચિન્તક ચિન્તને,
શાણા સંસારી સંસારે, તપસ્વી જ તપોવને;

ભક્તિદેશે મહાભક્ત, કૂંપળો ભાવની કુંળી :
આપને આંબલે એમ ડાળીઓ સૌ ફળી ફૂલી.

શું શું સંભારૂં? ને શી શી પૂજું પુણ્યવિભૂતિ યે?
પુણ્યાત્માનાં ઊંડાણો તો આભ જેવાં અગાધ છે.

૪

ને એવું યે હતું જ્યહારે પડયો'તો પિતૃભાવથી,
વીસારી પિતૃપૂજા હું ખડયો'તો પુણ્યલ્હાવથી.

બહૂ અવગણ્યા, તાત! અસત્કાર્યા, અનાદર્યા;
ને અપમાનને ગારે આ હાથે દેવ અર્ચિયા.

ખીજવ્યા, પજવ્યા પૂરા, કૂમળું દિલ કાપિયુ;
ને ત્હમારા દિનો છેલ્લા ઝેર કીધા: સહુ ગયું.

ગયો તે યુગ મસ્તીનો, ઝંઝાવાતો ગયા બધા;
આપના મૃત્યુએ, તાત! આંખ્યાં નીર ઊંડાં કીધાં.

પાપની મોહિની પેખે, ન ત્હો યે મોહ પામતા,
પુરાણી ને પુણ્યવન્તી આર્યોની એ જ આર્યતા.

જન્મની વેળ જે આપે સંચી'તી મુજ અન્તરે,
નિભાવ્યો આર્યતાએ એ, ને બચાવ્યો પ્રભુવરે.

ભમે છે આ ગ્રહો આભે, કો઼ઇ ત્હો યે નહીં પડે :
ન છૂટે દાંડીથી, જો કે વીંઝણો રમણે ચ્હડે.

રમીને ને ભમીને હું આવ્યો છું આપ છાયમાં :
દેજો એ છાંયડી શીળી, દીધી છે જેમ કાય આ.

સૌ અળવીતરાંની એ ક્ષમાઓ તાત ! આપજો :
ન જોશો માટીને, દેવા ! માનજો પંક પંકજો.

૫

અન્ધારી રાત્રિએ ઊંડા શબ્દ હો અન્ધકારના,
બોલે છે ઉરમાં એવા શબ્દ કો ભૂત કાલના.

ડોલાવે આત્મની જ્યોત ઝંઝાનિલો સ્મૃતિ તણા,
પ્રચંડ મોજે ઉછળે એ અવિરામ ઘોષણા.

અદીઠા સિન્ધુની આવે ગર્જના ક્ષિતિજે તરી,
ગર્જે છે પડછન્દા કો એવા અન્તર્ગુહા ભરી.

ઘોરે જેવો મહાઘોરે ઘેરો તોફાનનો ધ્વનિ,
સમસ્ત જીવન કેરો ઘોરે એવો મહાધ્વનિ.

અને એ સ્મૃતિના ઉર્મિ, પડઘા ભૂત કાલના,
ને બધા મૂંઝવે એવા બોલ જે મુજ બાલ્યના :

તે સૌમાં તરતો, જાણે ચન્દ્રમા વ્યોમને જલે,
સુણ્યો,આકાશવાણી શો,શાન્તિનો શબ્દ એક મ્હેં.

શમાવે પ્રભુના શબ્દો આ કોહાહલ વિશ્વનો,
એ શબ્દે એમ મ્હારો યે શમ્યો પોકાર ઉરનો.

વર્ષી માધુર્ય દેવોનું, અન્ધકાર ઉજાળતો,
પુરાણા યે યુગોને એ ઓળંગી શબ્દ આવતો.

જ્યોત્સ્નાની ધારમાં જેવો ભર્યો મન્ત્ર સુધામય,
એવો ગેબી સુણ્યો: મન્ત્ર, पितृदेवो भव, प्रिय !

૬

અધૂરી હા ! અધૂરી છે એટલી એકલી ઋચા :
અર્કે લે ધરતી માતા, ભલે માર્તંડ હો ઉંચા.

નથી આશા વિના આયુ, નથી ડાળી વિના ફૂલ;
નથી પૃથ્વી વિના પાયો, નથી માતા વિના કુલ.

હજી તો આભમાં મ્હારા બાળુડો સૂર્ય ઉગતો,
બાળુડા બોલનો ખોળે કાલો કલ્લોલ જામતો;

દીઠો કે ન દીઠો ત્હેં તે, સુણ્યો કે ન સુણ્યો કંઇ,
સંકેલી દેહની માયા વન્દીને વિશ્વને ગઇ.

વીતિયાં સ્હાંજ ને વ્હાણું તે પછી બહુ વર્ષનાં;
ભૂલ્યો નથી હજી, માતા! હાસ્ય તે તુજ હર્ષનાં.

આભના વર્ણથી આંજી વિશાળી તુજ આંખડી,
આભના ભેદમાં જોતી દૃષ્ટિ તે તાહરી વડી.

ભરેલા ભાવથી અંગે ડોલતી કુલહાથિણી;
ગૃહિણી ગુણવન્તી તું, મ્હોટે ચાંલ્લે સુહાગિણી.

સાદી શોભાથી શોભાતી, ધર્મીલી કુલધામની;
શામળે રંગ રંગેલી સેવિકા ઘનશ્યામની.

પ્રારબ્ધી, પુણ્યશાળી, ને પાપપાવનકારિણી:
ધૈર્યગામ્ભીર્યથી ધીંગી, દેવિ! તું દુઃખહારિણી.

હેતવાત્સલ્યનાં વ્હેણે હૈયાનું પૂર ગાજતું:
ધર્મમૂર્ત્તિ પિતા મ્હારા, ભક્તિની મૂર્ત્તિ માત! તું

સદા સૌભાગ્યવન્તી, ને સ્વામી સેવા પરાયણ;
વ્રતાળી, શાન્તિથી શીળી: એ જ ત્હારાં રસાયન.

નથી એ વીસર્યો ત્હારી ટૂંકી જીવનની કલા:
વીસારી વીસરે કેમ માતૃવાત્સલ્યની લીલા?

દૂધથી તાહરા ત્હેં જે સીંચ્યા'તી પ્રાણમાં સુધા,
નથી તે ઓસરી, માતા! વાધી ઉર્મિ અનેકધા.

ગુર્જરી વાડીમાં એક નદી રેવા અનુત્તમ :
ગુર્જરી વાડીમાં તેમ માત રેવા અનુત્તમ.

ઓ અભિજાત આર્યાઓ ! ઓ આર્યો સહુ બોમના !
સુણો આ વેદની ગાથા, મન્ત્ર આ પુર જોમના :

पितृदेवो भव, प्राज्ञ ! मातृदेवो भव, प्रिय !
સર્વે કુલાશ્રમો નિત્યે હજો એ ભાવનામય.

૭

વિશાળી દુનિયા વીંટી ઘૂમે છે સિન્ધુ ગર્જતો,
તે સિન્ધુનાં ઊંડાં નીરે મુક્તાપુંજ વિરાજતો :

ઘેરીને પૃથ્વિની પાળો પડી છે આભની ઘટા,
અહોરાત્ર તપે ત્હેમાં તેજના ગોલની છટા :

બાંધી બ્રહ્માંડની ઝાડી તે રીતે બ્રહ્મ રોલિયો,
ને બ્રહ્મજ્યોતિમાં નિત્યે પ્રકાશે પુણ્યશાળીઓ.

પામીને તે બ્રહ્મજ્યોતિ, બ્રહ્મનાં તેજ ઝીલતાં,
ખીલે છે પુણ્યને પુષ્પે માહરાં માત ને પિતા.

૮

ગુણાળી ગવરી માતા ! પૂજ્ય બ્રહ્મર્ષિ ઓ પિતા!
ધરૂં છું ચરણે તે આ સ્વીકારો ગુર્જરી ગીતા.

સૌ ઉપનિષદો કેરા ભાવ શી આપ જીંદગી,
ને ઉપનિષદોના સૌ સાર શી આ ગીતા ઝગી.

એ જ સંવત્સરી આજે, થયા દેવ મનુ મટી :
પાળું છું પર્વ, પૂજું છું ગુણો તાત ! રટી રટી.

ભરી અંજલિ અશ્રની કરૂં છું આ હું અર્પણ;
સત્કારો સ્નેહની સેવા, પુત્રનું પિતૃતર્પણ.

અમોલાં બહુ યે રત્નો શાસ્ત્રરત્નાકરે તરે;
વીણીને એક મોંઘેરૂં પુત્ર આ પાવલે ધરે.

સદા યે રીઝવી આપે સેવી દેવી સરસ્વતી;
આપના પુણ્યથી એહ આ ને આવી થતી કૃતિ.

તો ભૂલી ભૂતની ભૂલો, ભાળીને લક્ષ્ય ભાવિનો,
અમીની આશિષો આપો, ફળે સદ્દભાવ સુતનો.

પૂર્વે જે ભાવથી આપે વધાવ્યો જન્મ માહરો,
આ પરે યે, પિતામાતા ! દૃષ્ટિ તે ભાવની કરો.

---

( ૧૬ )

# મહર્ષિ દયાનન્દ સરસ્વતી



કોઇ એક સૂજનજૂનું દેવાલય હોય, ને ત્હેના પ્રાચીન ખંડેરમાંનો જગતજગાડતો ઘંટારવ સુષુપ્ત થયો હોય, એવા લોકવિસારાયેલા દેવમંદિરે કો મહાસંન્યાસી પધારે, પોતાના સર્વસામર્થ્યથી ઘંટાનાદ ગજાવે, અને એમ સૈકાઓથી આથમેલા દેવપૂજનનો પુનરુદ્ધાર થાય: એવું દેવાલય તે ભારતવર્ષ, એવો જગતજગાડતો ઘંટાનાદ તે વેદટંકાર, ને એવા મહાસંન્યાસી તે મહર્ષિ દયાનન્દ સરસ્વતી.

ઠાંગાની ડુંગરમાળમાં આડીઅવળી વહી કાઠીઓના બામણબોરના પુરાણા ડુંગરી કિલ્લાના ચરણ ચુમ્બી મચ્છુ નદી હાલારના સપાટ પ્રદેશમાં જ્યાં બહાર નીકળે છે ત્હાંથી ત્રણચારેક ગાઉ પશ્ચિમે ડુંગરમાળની નાસિકા જેવું શિખર-શગનું ન્હાનકડું અણીઅગ્ર છે. એ નાસિકાગ્રની ઉંચાઇ તો માત્ર ૪૦૦–૫૦૦ ફુટની જ છે, પણ એ ન્હાના શિખરનો મહિમા, ત્હેની ઉપર વિરાજતા જડેશ્વર મહાદેવના શિવમંદિ-રને લીધે, સારા યે હાલાર પ્રાંતમાં તો ગિરનાર જેટલો મહાન

છે. જડેશ્વરથી દક્ષિણે ચારેક ગાઉ ઉપર લાલા મહારાજની જન્મભૂમિ સિન્ધાવદર છે, અને બેએક ગાઉ નૈરુત્યે ડુંગરાઓની ખીણમાં પંચદ્વારિકાનું તીર્થ છે; ને આશરે અઢીક ગાઉ પશ્ચિમે મહર્ષિજીનું જન્મસ્થાન જીવાપર, અને ત્‍્હાંથી દોઢેક ગાઉ વાયવ્યમાં ડેમી નદીને કાંઠે ટંકારાનું કસ્બાતી ગામ છે. જડેશ્વરના શિવાલયનો જીર્ણોદ્ધાર કાઠિયાવાડના ઇતિહાસમાં મશહૂર એક અદ્‌ભુત કાદમ્બરીના નાયક સરિખડ જીવનવૃત્તાન્તવન્તા સુંદર સોદાગરે કીધો હતો, ને મહર્ષિજીના વડિલો પણ ત્‍્હેમના જ આશ્રિતો તરીકે જોડિયા પાસે કચ્છના અખાતને કિનારેથી ટંકારા ને જીવાપરમાં આવી વસેલા હતા. મહર્ષિના જન્મસમયમાં એ ટંકારા મહાલ વડોદરાના મહેરાળ કુટુંબમાં ગીરો મૂકાયેલો હતો. ટંકારા પાસે ડેમી નદીનો કાંઠો આજે યે કંઇક રળિયામણો ને મ્હોટાં વૃક્ષોથી શોભીતો છે. તે વખતે ટંકારા ને જીવાપર વચ્ચે વાડીઓની ઘટાઓ હતી. ઇ. સ. ૧૮૯૬ માં આ લેખકે ટંકારા પહેલવહેલું જોયું હતું ત્‍્હારે એ મહાલનું મથક આજનાથી વધારે હરિયાળું, ડેમીના કાંઠા વધારે ફૂળફુપ, ને વસ્તી વધારે વિદ્યાવન્તી ને રિદ્ધિવન્તી હતી. કહે છે કે મહર્ષિના સમયમાં મોરબીના ઠાકોર સાહેબ પણ વરસમાં કેટલાક માસ ત્‍્હાં વિરાજતા. કાઠિયાવાડમાંના ઘણાખરા ગામડાંઓની પેઠે ટંકારાની મુદ્રા આજે તો તજી દેવાયેલા જેવી. અજ્ઞાનઅન્ધકારમાં પડેલી, રિદ્ધિસિદ્ધિ હરાયેલી, પ્રભાઝાંખી છે. ટંકારાના વિદ્વાન બ્રાહ્મણો આજ સુધી કાઠિયાવાડમાં ફરતા, ને કલ્યાણકારી વેદમંત્રોથી આ લેખકનું ઘરે પાવન કરી જતા. હવે પછી ત્‍્હેમના વંશજો

વિદ્યાનો એ વારસો સાચવશે કે કેમ એ શંકાસ્પદ છે. ડુંગરમાળની ઝાલરના કાંઠાની હરિયાળી ઘટાઓ વાળી વિદ્યાવન્તી રિદ્ધિવન્તી તીર્થોથી વિંટળાયેલી ભૂમિમાં મહર્ષિજીનો પુણ્યજન્મ થયો હતો. આજે પણ ટંકારાના દરબારગઢમાં મહર્ષિજીના પિતા કરસનજી મહારાજની ઘોડાહાર જીજ્ઞાસુ મુસાફરને દાખવાય છે. આજે પણ જડેશ્વરના શિવાલયમાં શ્રાવણની શિવતિથિઓ ને મહાશિવરાત્રીનાં શિવપરવ મન્ત્રોદ્‌ગાતા બ્રાહ્મણોના કલ્યાણધ્વનિ સાથે ઉજવાય છે. એ ડુંગરનું શિખરે છે, ને એ ડેમીના ભરેલા કાંઠા યે છે; પણ એ હરિયાળી ઘટાઓ વિખરાણી છે, અને આજના એ વિખેરાયેલા વૃક્ષોમાં એ મોરલો ટહુકારતો નથી.

ગૃહત્યાગ પછી કેટલાં યે વર્ષો સૂધી: મૂળજી બ્રહ્મચારી તીર્થોમાં ફર્યા, ને વિદ્યાભ્યાસ કીધો; પણ એ પરમ દર્શન ન પામ્યા ને આત્મતૃપ્તિ ન થઇ. અન્તે હિમાલયના જમણા ને ડાબા નેત્રોમાંથી અખંડ વહતી જ્યોતિર્ધારાઓ સમી જમનાગંગાને કાંઠડે વિરજાનન્દ સ્વામીના મઠમાં વિશ્રામ લીધો. તીર્થોમાં શોધતાં શોધતાં ત્ય્હાં પ્રજ્ઞાચક્ષુ ગુરુદેવ મળ્યા, ને પરમ પ્રજ્ઞા પામ્યે જીવાપરના મૂળજી બ્રહ્મચારીનો વિશ્વવિખ્યાત ભારતભૂષણ સ્વામી દયાનન્દ સરસ્વતી રૂપે ત્ય્હાં બ્રહ્મજન્મ થયો. એવા ગુરુ વિરલા હોય, એવા શિષ્ય એથી એ મહાવિરલા હોય. શ્રીમદ્‌ભાગવત કહે છે કે શ્રી કૃષ્ણચન્દ્રે નિજ ગુરુદેવ સાંદિપની ઋષિને ગુરુદક્ષિણામાં ગુરુપુત્રને સજીવન કરી આપી ગુરુદંપતીનું વિદ્યાઋણ વાળ્યું

હતું. મહર્ષિ દયાનન્દ સરસ્વતીને ગુરુદેવનો આદેશ મળ્યો હતો કે ભરતખંડમાં ઘેરેઘેર વેદધ્વનિ જગાડવા ને પ્રસારવા. એ ગુરુદેવે એ ગુરુદક્ષિણા માગી: એ શિષ્યરાજે એ જીવન મન્ત્ર કીધો, ને એમ વિદ્યાઋણ વાળ્યાં: ને આજે જગતમાંની પ્રાચીનમાં પ્રાચીન એ જ્ઞાનઘંટાનો મહાઘોષ ભારતવર્ષમાં ઠામ ઠામ ગાજી રહ્યો છે. સૂકાઇ ગયેલી વેદ-ગંગા આર્યાવર્તની પુણ્યભૂમિમાં પાછી વહેવડાવનાર વર્તમાન ભગીરથ તો સ્વામી દયાનન્દ સરસ્વતી.

જન્મભૂમિમાં જ જીવનનો એ જ્ઞાનસત્ર આરંભવાની મહાભાવનાથી મહર્ષિજીએ કાઠિયાવાડ ભણી પગલાં વાળ્યાં, ને રાજકોટમાં માસેક મુકામ સ્થાપ્યો. **या निशा सर्व भूतानां तस्यां जागर्ति संयमी** એ ન્યાય પાળી એક રાત્રીએ રાજકોટમાંથી વિચરી વતનની યાત્રા યે કરી આવ્યાની લોકવાયકા છે. એટલો મોહ એ મહાસંન્યાસીને યે રહ્યો હતો, પણ મુંબઇ જઇ આવ્યા પછી તે નિર્મૂળ થયો. ગુજરાત તો ગુર્જરોનું છઠ્ઠા સૈકા પછીનું સંસ્થાન છે: ગુર્જરોની આદ્યભૂમિ તો પંચનદની ભૂમિ: તક્ષશિલાની વિદ્યાપીઠની ભૂમિ તો પંચનદની ભૂમિ: ભારતવર્ષમાં વેદ મન્ત્રોથી પ્રથમ પાવન થયેલી ભૂમિ તો પંચનદની ભૂમિ. એ પુણ્યભૂમિ, એ નરકેસરીઓની ભૂમિ, ગુર્જરોના પ્રાચીન વતનની એ પંચનદની ભૂમિ, ભરતખંડના એ વાયવ્ય દરવાજાના ચોક ભણી મહર્ષિજીએ પગલાં કીધાં. વિન્ધ્યાટ-.ની ઉત્તરે સારા યે આર્યાવર્તમાં જ્ઞાનજ્વાલાઓ

પ્રગટાવતા મહર્ષિજી ઘૂમતા પણ Militant Hinduism-ના સેનાધિપતિ એ મહાસંન્યાસીના ડેરાતંબુ તો ખોડાયલા હતા પંચસિન્ધુના પુણ્યજલોથી પાવન થયેલા કિનારાઓ ઉપર.

અન્તે એ ધર્મવીરની જીવનયાત્રા પૂરી થઇ: રાત્રીનાં વાદળ ઘેરાયાં, ને અનન્તના પડદા પાછળ એ મહાસંન્યાસી વિરામ્યો. ચહુવાણ રાજવંશના અસ્ત સાથે ભારતવર્ષમાંથી હિન્દુ રાજ્યનો ભાસ્કર આથમ્યો હતો: ચહુવાણ રાજવંશના પાટનગર તારાગઢની છાયામાં આર્યત્વનો આ સંન્યસ્ત-ભાસ્કરે આથમ્યો. હિન્દવા સૂરજને ગાયત્રી મન્ત્રના વરેણ્ય ભર્ગનું વર્ચસ્ ઉદ્બોધી, મહારાણા ઉદયસિંહના પાટનગરે ભીરુત્વમાં વીરત્વ પૂરી, મહર્ષિજી જોધપુરમાં પધાર્યા, ને એ મરુ ભૂમિમાં એ વેદસહકાર સૂકાઇને ઢળી પડ્યો. એ રણપ્રદેશમાં તો ગંગાઓ યે સૂકાઇ જાય, ને એ વેદગંગા યે સૂકાઇ ધરીત્રીમાં સમાઇ. જોધાણનાથને આર્યધર્મોપદેશ ઉદ્બોધતાં ત્હેમના ભાઇ મહારાજા સર પ્રતાપસિંહજીના ઉદ્યાનમાં મહર્ષિજીએ નિવાસ કીધો હતો. એ રાજવાડીમાં એક સ્હવારે સ્હવારના દૂધપ્રાશનમાં રસોઇઆએ વિષદાન દીધું. લોકવાયકા એવી છે કે જોધાણનાથને નાયકાઓના બહિષ્કારના સ્વામીજીના ધર્મસૂચનથી નન્નીજાન નામની એક નાયકિણીએ રસોઇઆને એ અપકૃત્ય કાજે સાધ્યો હતો. પણ એ લોકવાયકા સાબિત થઇ નથી, ને જોધપુર રાજ્ય તરફથી નન્નીજાનને એ આરોપ સર કાંઇ શિક્ષા થયાનું

જગતની જાણમાં નથી. આજન્મ બ્રહ્મચારી સ્વામીજી એ વિષ જીરવવા ઘણું મથ્યા, પણ મારવાડના સંતપ્ત દેશમાં અન્તે તે ફૂટી નીકળ્યું. મર્મભેદી બાણ વાગ્યા પછી યે ભીષ્મ પિતામહ બાણશય્યા ઉપર કેટલોક કાળ મૃત્યુને ખાળી રહ્યા હતા, તેમ નૈષ્ઠિક બ્રહ્મચારી સ્વામીજીએ પણ વિષદાન પછી કેટલાક દિવસો સુધી રોગશય્યાને સેવી. આબુના શીતળ શિખરે બ્રહ્મર્ષિ વશિષ્ઠજીને ખોળે કાંઇક શાન્તિ વરતાણી, ત્ય્હાં તો બે દિવસમાં તારથી દાકતરની અજમેર બદલી થઇ. દાકતરે રાજીનામું આપ્યું તે નામંજૂર થયું. જે દાકટરના ઉપચારથી આરામ વર્તાતો હતો ત્હેની સાથે સ્વામીજી પણ અર્બુદાચળથી ઉતરી અજમેર પધાર્યા. ત્ય્હાં, ચહુવાણોના અચળ કીર્તિસ્થંભ સરિખડા તારાગઢની છાયામાં અનન્તનાં આમન્ત્રણ સ્વીકારી જીવનલીલા સંકેલી લઇ ભારતવર્ષનું ભાગ્ય ભાવિને સોંપી અનસ્ત સમાધિમાં સ્વામીજી પોઢયા.

હિન્દુસ્તાનમાં ઘરઘરમાં દેવપૂજા હોય છે, પણ તે ધર્મવીરોની ધર્મપૂજા હોય છે. ફ્રાન્સમાં નેપોલિયન, ને ઇંગ્લાંડમાં નેલ્સન ને વેલિંગ્ટન, જર્મનીમાં બિસ્માર્ક ને મોલ્ટકેની મૂર્તિસ્થાપનાઓ છે, પણ હિન્દમાં ગાંડીવધન્વા કે ભીષ્મ પિતામહ, મહારાષ્ટ્ર કુલતિલક શિવાજી કે મહારાણા પ્રતાપની પૂજામન્દિરે મૂર્તિપ્રતિષ્ઠા જાણી નથી. અન્ય દેશોની મૂર્તિપૂજાથી નિરાળી હિન્દની મૂર્તિપૂજા ધર્મપૂજા છે. ગુરુ નાનકને શીખસંઘ પૂજે છે, સૂરજકુલભૂષણ રઘુવીરને

સારૂં હિન્દ પૂજે છેઃ તે ત્હેમના વીરત્વને લીધે નહીં, પણ ત્હેમના ધર્મત્વને લીધે. સ્વામી દયાનન્દ સરસ્વતીમાં એક મહાવીરને શોભે એવી વીરતા હતી, મહારાજ્યના કો વિચિક્ષણ મહામન્ત્રીને શોભે એવી દીર્ઘદૃષ્ટિ હતી, રણસંગ્રામમાં સેનાધિપતિને શોભે એવી કાર્યદક્ષતા હતી, પંડિતોની મહાસભામાં કો મહાપંડિતને શોભે એવું અગાધ પાંડિત્ય હતું. મહર્ષિજીના એ વીરત્વ કે રાજમન્ત્ર કે કાર્યદક્ષતા કે પાંડિત્યને હિન્દ વિસ્મરતું નથી, વિસ્મરી શકે પણ નહી. પણ સ્વામીજીના સદ્ધર્મના સનાતન સાધુઅંશોને ભારતવર્ષ આજે પૂજે છે, ને ભાવિષ્યમાં પૂજશે. એમનું અખંડ બ્રહ્મચર્ય, પરમ સાધુતા, ભીષ્મ સંન્યાસ, અવિરત ધર્મપરાયણતા, કઠોર જેવી લાગતી સત્યનિષ્ઠા, આર્યાવર્તના પુનરુદ્ધારની અવિરત શ્રદ્ધા, ને સૂકાઇ ગયેલાં વેદગંગાનાં મહાવહેણ પાછાં સજીવન કરી પુનરપિ:એકદા એ પુણ્યોદકે ભારતવર્ષને ધર્મપાવન કરવોઃ આજે ભરતખંડ એમના એ ધર્મઅંશોને પૂજે છે. પતિત હિન્દુને પુરાતન આર્ય કીધો, ધર્મસ્ખલિત હિન્દુસ્તાનને સનાતન આર્યાવર્ત કરી સ્થાપ્યોઃ એ સનાતન આર્યત્વના ઉત્થાપનની વેદટંકારકારી મહાઘંટા રૂપે જ આજે ભારતવાસીઓ મહર્ષિજીને સંભારે છે, અને ઇતિહાસ હવે પછી સંભારશે. સદા યે સ્વામીજી તો સાચ્ચા સનાતની જ હતી.

કોઇ કોઇ વેળા કેટલાકને નિરાશાની ઘડીઓમાં શંકા થાય છે કે હિન્દમાં પશ્ચિમની સંસ્કૃતિના સંચરણ-વિસ્તરણથી

આ દેશમાંથી સંન્યસ્તાશ્રમ નાશ પામ્યો છેઃ જનક વિદેહીનું ગૃહસ્થસંન્યાસીનું યે આદર્શ જ્ઞાનપોથીઓમાં જ પ્રકાશી રહ્યું છે, સંસારના શિખરો ઉપર નથી ઝગહળતું. હિન્દનો વર્તમાન ઇતિહાસ કે છેલ્લાં શીત્તેર વર્ષોની હિન્દની સંન્યસ્ત-કથા જાણ્યા–વિચાર્યા વિનાની એ શંકા છે. 'અનુભવીએ એકલું આનન્દમાં રહેવું રે' એમ સદાસર્વદા પરમાનન્દમાં જ વિહરતા શ્રી રામકૃષ્ણ પરમહંસ, આર્યોના પ્રાચીન આર્ય-ત્વની તુમુલનાદવન્તી વેદગર્જના ગજવતા મહર્ષિ દયાનન્દ સરસ્વતી, એ આર્યત્વનો સનાતન સન્દેશ સમગ્ર વિશ્વની ધર્મમહાસભામાં જગતને ઝીલાવતા સ્વામી વિવેકાનન્દ, પરમ અદ્વૈતનો મન્ત્રોચ્ચાર અનુભવતા ને ઉચ્ચારતા સ્વામી રામતીર્થ, આર્યોની ગુરુકુલભાવનાને સંજીવિની છાંટી સજીવનકર્તા કુલપતિ સ્વામી શ્રધ્ધાનન્દજીઃ છેલ્લાં શીત્તેર વર્ષોમાં આવા સમર્થ ગહાસંન્યાસીઓની પરંપરા જે મહાભાગ દેશમાં જન્મી છે એ પુણ્યભૂમિમાંથી સંન્યસ્તાશ્રમ અસ્ત પામ્યો છે કહેનારને વર્તમાન ઇતિહાસની આંખ જ નથી. સાધુવર કેશવ ચન્દ્ર સેન ને મહાત્મા મોહનદાસ ગાંધી જેવા ગૃહસ્થસંન્યાસીઓની ભૂમિમાં આજે યે જનક વિદેહીનું જીવન્મુક્તોનું આદર્શ ને જીવન્મુક્તિની પરમ ભાવના ધર્મગ્રન્થોમાં જ કેવળ નથી પ્રકાશતી, પણ સંસા-રનાં સિંહાસનોમાં યે ઝળહળે છે. ભરતખંડના ભાગ્ય હજી સદન્તરનાં ભૂસાયાં નથી, શકુન્તલાના મહાપરાક્રમી પુત્રનાં પુણ્યો હજી સકલ પરવાર્યાં નથી. પૃથ્વીના કોઇ પણ દેશને કે ઇતિહાસના કોઇ પણ યુગને શોભાવે એવો સંન્યાસ,

એવી ધર્મપરાયણતા, એવા ચારિત્રજ્યોતિ આજે યે હિન્દુસ્તાનમાં પ્રકાશે છે. આર્યત્વની, આર્યોના ગૌરવની સારા યે ભારતવર્ષમાં જે જીવનભાવના સજીવન થઇ છે એને સંજીવનનાં પહેલાં જલ છાંટનાર ભરતખંડના આ યુગના મહાદૃષ્ટા· તો મહર્ષિ દયાનન્દ સરસ્વતી. સકલ ગુણગ્રાહક ભારતવાસીઓ તો આર્યત્વની સંજીવિની બુટ્ટીના મહાયોગી: ને મહાસંન્યાસી તરીકે જ: યુગના યુગ સૂધી ગુજરાતના એ મહાત્માને સંભારશે ને વન્દશે.

---

(૧૭)

# ગુજરાતનો તપસ્વી



મન્દિરોમાં પચ્ચાસ દીપમાળા પ્રગટાવો,
પચ્ચાસ પચ્ચાસ આરતીઓ ઉતરાવો,
પચ્ચાસ પચ્ચાસ દેવઘંટા વગડાવો,
આજે પચ્ચાસ વર્ષોનો ઉત્સવ છે.

અને એ કોણ છે એવો ?
જાણે કોઇક જગત્‌ભૂખ્યો,
જાણે કોઇક વિશ્વતરસ્યો,
જાણે સદાનો અપવાસી:
એ કોણ છે એવોક ?
લોકવન્દ્ય ને સર્વપૂજ્ય ?
સુદામાનો જાણે કો સહોદર ?

એવાને કાજે આયુષ્ય નથી.
આનન્દો, આનન્દઘંટા વગાડો.
આજે પચ્ચાસ વર્ષોનો ઉત્સવ છે.

એ માનવસળેકડું છે શું ?
સળેકડાથી યે રેખાપાતળું
એ કિરણ છે મહાસૂર્યનું—
અડગ અને અવ્યય,
અખંડ અને અપ્રમેય.

એ તપસ્વી છે
સાભ્રમતીના ઊંચા કિનારાનો :
રિદ્ધિવન્તા રાજનગરની હવેલીઓનો
એ યોગીન્દ્ર છે અવધૂત.
એ તો સંસારી સાધુ છે;
ગૃહસ્થ થઇ સંન્યાસ પાળે છે.
નિરન્તર દુઃખને ન્હોતરતો
એશિયાના એક મહાયોગીન્દ્ર ઈશૂનો
એ અનુજ છે ન્હાનકડો.
પરપીડા પ્રીછી પ્રજળનાર
મહાવૈષ્ણવોનો એ વંશજ છે:
શ્રીનગરનો જાણે નરસિંહ મહેતો.
હૈયામાં એના હોળી સળગે છે,
જ્વલન્ત અંગારા જેવી છે એની આંખડીઓ,
વદને વિરાજેલી છે વિષાદછાયા.
દેશની દાઝથી દાઝે છે
છણછણતી એની દેહલતા.
વિરોધીઓ પ્રતિ યે પ્રેમીલો,

शठं प्रत्यपि सत्यम् બોધનાર,
'અન્યાય સ્હામે યે ઉગામ મા' નો અનુયાયી,
'દેહથી દેહી જયવન્તો છે' નો આચરનાર,
દુઃખતપતી આ દુનિયાનો દરવેશ છે તે.
—એકદા એનો આઝાડંકો વાગ્યો,
ને નિઃશસ્ત્ર નરનાર ને બાલકોની,
ચાર હજાર દુઃખસજ્જોની સેના
ટ્રાન્સવાલને હૂમલે ચાલી.
આશ્ચર્યચકિત જગત નિરખી રહ્યું
જગતના ઇતિહાસમાં અદ્વિતીય
દૂભાયેલાં ચાર હજારની તે કૂચ.
મોખરે હતો તે સેનાધિપતિઃ
સિંહને શસ્ત્ર ન હોય,
ને ન હતાં તે નરકેસરીને.
પછી તો વર્ષો વીતી ગયાંઃ
રાત્રિદિવસના ઓછાયા ઉગ્યા ને આથમ્યા.
ઇતિહાસમાં અપૂર્વ છેલ્લા જગસંગ્રામમાં
મદમલપતી જર્મન મહાપ્રજાની
છેલ્લી ભારતીનો જુવાળ ચ્હડ્યો,
જાણે પ્રલયની મેઘાવલિ.
દિશામંડલ ડોલવા લાગ્યું,
ધરતી ધણુધણુવા માંડી,
ગીધ સરીખડાં વિમાનો

વાતાવરણ ભેદી ઉડી રહ્યાં:
ભયંકર તોપોની ભીષણ ગર્જનાથી
નભોમંડલ ગડગડી ઉઠ્યું.
ચિન્તાચકિત નયને સૌ નિરખતું
કે શું થાય છે, ને શું થશે.
જગતે ન જોયેલું,
પૃથ્વીએ ન પ્રીછેલું,
માનવકથાએ ન નોંધેલું,
મનુકુલનાં કાવ્યોમાં ન કલ્પેલું,
પ્રચંડ મહાભારત મંડાણું
ભૂગોળની સર્વ મહાપ્રજાઓનું.
જ્વાલામુખીની મહાજ્વાલાનો છેલ્લો ભભૂકો
ભભૂકતો હતો યૂરોપના જગરણમાં,
ત્ય્હારે રાજરાજેન્દ્રનો સન્દેશ આવ્યો,
ને રાજપ્રતિનિધિ મહાસૂબાએ
રાવરાણા ને મહાજનોની
આમન્ત્રી પ્રજામહાસભા યુદ્ધમન્ત્રણાને કાજ.
મહારાજ્યોની પ્રાચીનમાં પ્રાચીન પાટનગરીમાં
જામી વળી એકદા
એ યુદ્ધમન્ત્રણાની મહાસભા.
ત્ય્હારે ત્હેણે તોડયાં ત્હેનાં મહાવ્રત.
સામ્રાજ્યની કટોકટીને વિષમ પ્રસંગે
નિ:શસ્ત્રવાદી તે તપસ્વીએ

ઉચ્ચારી છે શસ્ત્ર સજવાની રણહાકલ,
વગાડ્યો છે મહાઘોષ સંગ્રામશંખ.
જગદ્‌ગુરૂ કૃષ્ણચન્દ્રે યે, મહાત્મન્‌!
શસ્ત્ર સજ્યાં હતાં એકદા કુરૂક્ષેત્રમાં,
એકદા તોડ્યાં હતાં નિઃશસ્ત્રતાનાં વ્રત.
હસ્તિનાપુરની યુદ્ધમન્ત્રણાની એ મહાસભામાં
કેવો શોભતો હતો તે તપસ્વી ?
જાણે વિષ્ણુસભાની વચ્ચે ધ્રુવકુમાર,
જાણે યદુપુરીના સિંહાસનોમાં સુદામો.

જીવનાદેશ શોધવામાં બ્રહ્મર્ષિ,
રણખેલનામાં સુભટ ક્ષત્રિય વીર,
નીતિમન્ત્રણામાં સુજ્ઞ વૈશ્યવર,
લોકસેવાભાવમાં પરમ શૂદ્રઃ
ત્હેનામાં સૌ વર્ણ સમાયેલા છે.
વેળુકણીના તે મણિ રચે છે,
પત્થરના તે દેવ પ્રગટે છે,
શલ્યાની તે અહલ્યાઓ કરે છે,
અસાધુના તે સાધુ ઘડે છે,
અહંકારીના તે સમર્પણી બનાવે છે.
દુઃખિયાંનો બેલી ને વિસામો,
દાઝયાંના અન્તરનો આરામ,
ઘાયલના આત્માનો અમૃતૌષધિઃ
અનારોગ્યોનો ધનવન્તરી છે તે.

વાદળાંની અદ્ભુત છાયાકૂદડીમાં
એક એ ધ્રુવ તત્ત્વ:
ઇતિહાસમાં ઉચ્ચારાતો
સનાતન સત્યનો એ શબ્દ,
પ્રાચીનતાનો પરમ મન્ત્ર :
નવામાં નવો તે,
ને જૂનામાં જૂનો છે.
સત્ય ત્હેનો મુદ્રામન્ત્ર છે,
તપ ત્હેનું કવચ છે,
બ્રહ્મચર્યનો ત્હેનો ધ્વજ છે,
અખૂટ ક્ષમાજલ ત્હેને કમંડલે છે,
સહનશીલતાની ત્હેની ત્વચા છે.
સનાતન યોગીકુલનો યોગવારસ,
રાગદ્વેષના ઝંઝાનિલથી પર,
ભારતનો વર્તમાન મહાગુરુ,
એ તો ગુજરાતનો તપસ્વી
**મહાત્મા મોહનદાસ ગાંધી.** ✓

એવાને કાજે આયુષ્ય નથી.
વિદ્યાના ઓપરવા કાજે વિદ્યા નથી,
લક્ષ્મીના ઓપરવા કાજે લક્ષ્મી નથી,
આયુષ્યના ઓપરવા કાજે આયુષ્ય નથી.
આનન્દો, રે આનન્દો, નરનાર !
આજે પચ્ચાસ વર્ષોનો ઉત્સવ છે

ને યોગીન્દ્ર ! સબૂર.
ત્હારા સમૃદ્ધ આત્મભંડાર
ભર્યાભર્યા ઉઘાડ, ને પારખ.
અનન્ત આકાશના અન્તર્પટ
વીંધીને વિચર, ને ભીતર નિહાળ.
દુઃખમાં, પાપમાં, અન્ધકારમાં યે
બ્રહ્મકિરણ જ વિરાજમાન છે.
ત્હારે હૈયે છે યજ્ઞકુંડના હુતાશઃ
એ અગ્નિ નહીં, ઓ ગુરો !
પણ ત્હેના પ્રકાશ પ્રગટાવ
આત્મન્આત્મન્‌ના અમૃતદીપમાં.
સાધો ! સત્યના યે આગ્રહ ન હોય.
એ તો છે હઠયોગના પ્રકારાન્તર,
નહીં કે રાજયોગના રાજમાર્ગ.
મનુષ્યની નહીં, પણ પ્રભુનીજ ઇચ્છા
પ્રવર્તે છે સત્યના યે પ્રચારમાં.
મનુષ્યે પુરુષાર્થ આદરવાના છે,
પ્રભુએ મનુષ્યના પુરુષાર્થ પૂરવાના છે.
પુરુષાર્થમાં યે પુરુષે પ્રભુઇચ્છાને નમવાનું છે.
—ને ઇતિહાસભૂલેલા વિસારે કે વિચારે,
છતાં આદર્યા'તા તે યોગ બ્રહ્મનિષ્ઠ મનસૂરે,
મહાયોગીન્દ્ર ઇશૂ ખ્રિસ્તે,
મેફ્લાવર જહાજના સફરી યાત્રાળુઓએ,
હિન્દસત્કાર્યા હુતાશરવિપૂજક જરથોસ્તીઓએ.

ને અસંખ્ય સદ્ધર્મોપાસકોએ.—
સન્તજન ! નયને ભડકા
ને વદને વિષાદસન્ધ્યાને બદલે
કીકીકુંભમાં ચન્દ્રિકા
ને મુખમંડલે સુધાકર માંડ.
બ્રહ્માંડમાં બ્રહ્મતેજ વરસાવ.
તપ તપતાં યે, ઓ તપસ્વી !
કૃષાંગ છે શા માટે ?
સર્વસમર્પણી ઓ પરમ વૈષ્ણવ !
સમર્પણના આનન્દમાં ઉલ્લાસ.
તપના ત્હારા વડા દાવાનળ,
જોજે, આત્મવેલને ન કરમાવે.
સપ્તરંગી જગવિવિધતામાં યે
એક જ શ્વેત કિરણ નિહાળ.
સળગતી શઘડી જેવા
તુજ પ્રાણમાં દેવપ્રસાદ પ્રગટાવ.
ઉરમાં આનન્દ ઉછળાવ,
વદનચંદ્રે સ્મિતરેખા રમવા દે.
જગતનો ક્રુસ ઉપાડી વિચરતાં યે
જગતયાત્રા હસતે મુખડે આચર.
ભીષણ કર્મયોગમાં ખેલતાં યે
પ્રેરણા પા ચિત્તપ્રસન્નતાની,
ઉમંગોર્મિઓ ઉછળાવ ઉત્સવના.
નિરન્તર બ્રહ્મ છે બ્રહ્માંડમાં,

ને એ બ્રહ્માંગુલિ જ આલેખે છે
જગતના સર્વ સારાનરસા ઇતિહાસ.
માણુ ને મણાવ સદા
આ શુભાશુભ બ્રહ્માંડમાં યે બ્રહ્માનન્દ.

સાધુજન ! ધીરો થા.
કર્યાં ભોગવવાનાં છે સૌએ,
પુરુષોએ તેમજ પ્રજાઓએ.
પ્રાયશ્ચિત્તકાળ પૂરો થયો છે
ભારતનો કે ભારતવાસીઓનો ?
પ્રાયશ્ચિત્તયુગ સમાપ્યા પહેલાં
શે ઉગશે સ્વર્ગનાં સ્હવાર
કોઇનાં, કે ત્હારાં, કે અમારાં યે ?
લાંબા ઇતિહાસના પ્રૌઢા કર્મકોષ
બળી ભસ્મ થઈ ગયા છે ?
—પ્રજાઓ ! પ્રીછજો આ પ્રાયશ્ચિત્તયુગ
ભરતખંડની મહાપ્રજાનો,
ને સારવજો સદ્બોધ એ યુગના.—
કેટકેટલાંએ આદર્યાં છે એ તપ
તુજ સરીખડાં અઘોર ?
થોડાંકની એવી તપશ્ચર્યાથી
કેટલાં ને ક્યારે પ્રજળી રહેશે
પ્રજાના ઐતિહાસિક કર્મભંડાર ?
પ્રજાને પ્રાયશ્ચિત્ત આપે છે,

અપવાસ કરાવે છે તું;
એ જ છે સાચો વિધિ:
પ્રજાપ્રાણના આત્મસંયમન.
સંયમન આત્મશક્તિને ઔર બહલાવે છે.
સિનાઇના શિખરે દોરી જા,
કર્યાંના પશ્ચાત્તાપ કરાવ,
પ્રજાના તપનો સમારંભ આરંભ.
પયગંબરી સન્દેશ મળશે,
ખુદાઇ નૂર ઉતરશે,
પરમેશ્વરી પરમાનન્દ વરસશે.
બ્રહ્માંડભરમાં ભરતી ડોલશે
એ પરમ બ્રહ્માનન્દની.

ને એને પડખે છે કોણ ?
કસ્તૂરી શી મ્હેકતી તે તપસ્વિની !
સાધુવરની સાધ્વી નાર,
પત્નીઓમાં પરમ પત્ની,
જગતની એ તો આદર્શ ગુજરાતણ:
પ્રાણનાથની પ્રતિકૃતિ,
પ્રિયતમની પરમ શોભા,
જીવનના જીવિતેશ્વરનો
ઓળો આભા તેજમંડળ.
તપોવનની એ તો તાપસી,
નિર્ભય, નિડર, નિઃસંશય.

સુખદુઃખની તડકીછાંયડીમાં,
જીવનવિવિધતાના વનઉપવનમાં,
દેશપરદેશના રણપગથારમાં,
પ્રાણની કાયા સરીખડી,
દેહની છાયા સમોવડી,
સદા સંગાથે પરવરે છે એ કુલકલ્યાણિની.
સ્પાર્ટા કે ચિતોડની કો
ક્ષત્રિયાણીનો જાણે અવતાર.
એ તો પરણેલી બ્રહ્મચારિણી,
એ તો સંસારિણી મહાયોગિની.
ગુજરાતની એ તો ગુણિયલ:
ગુજરાતણની એ તો ગુણમૂર્તિ.
આશ્રમની એ માતુશ્રી,
નગરની એ જોગણ,
પ્રજાસંઘની એ પ્રેરણા,
જગતની સત્પત્નીઓનું ભૂષણ,
અમારી એ તો અનુપમ ગુજરાતણ
**ભગવતી કસ્તુરબાઇ ગાંધી.**

એ નિષ્કામ કર્મયોગી !
એ ગીતાઘેલા સાધુ !
એ મનુકુલના મહાત્મન્ !
નિઃશસ્ત્ર ત્હારે તો
મહાભારત ખેડવાં છે સંસારનાં,

આત્મવાદીએ ત્હારે તો
દેહવાદીઓને જીતવા છે ને ?
શ્રીકૃષ્ણના એ સખા !
એ સુદામાપુરીના વાસી !
એ કાલજૂનાં સત્યો
સાચાં પાડવાં છે ને ત્હારે ?
સૌ જાણે છે એ સર્વસિદ્ધ વાત
કે દેહથી આત્મન્
અળગો ને ઉપર છે.
સહુ આત્મવાદીઓ ઉચ્ચારે છે આશીર્વાદ,
'જય હો ! જય હો !
ચૈતન્યપૂજકનો ત્હારો
સ્થૂલપૂજકોના સંઘમાં:
જય હો ! જય હો !
આત્મબલવન્તાનો તુજ
દેહબલિષ્ઠ લોકપરિવારમાં.'
નાસ્તિકો વિના સૌ જાણે છે
કે દેહ નશ્વર છે,
ને આત્મા અમ્મર છે.
ને તુજખોલ્યાં આત્મબલે, મહાત્મન્ !
એટલાંજ છે અમ્મર આત્મદેશમાં.

પચ્ચાસ વર્ષોનો ઉત્સવ !
અર્ધી સદી વીતી ગઇ

લોકોદ્ધારક પ્રજાકલ્યાણુક
એ ત્હારા જન્મયોગ પછી.
આવાંને કાજે ન હોય
આટઆટલાં આયુષ્ય.
ઈશૂએ એ નથી ભોગવ્યાં,
શંકરે એ નથી માણ્યાં.
નખશિખ ઉભયે પ્રજળતી
મહાસત્યોની એવી જ્વાલામૂર્તિઓની
નથી નિર્માઇ લાંબી જીવનઅવધો.
આનન્દો, માટે આનન્દો, પ્રજાજન !
પચ્ચાસ વર્ષોનો આજે ઉત્સવ છે.

મન્દિરોમાં પચ્ચાસ સ્વસ્તિકો પૂરાવો,
પચ્ચાસ દીપમાળા પ્રગટાવો,
પચ્ચાસ ફૂલમંડલિ ભરાવો,
પચ્ચાસ આરતીઓ ઉતરાવો,
પચ્ચાસ દેવઘંટા વગડાવો.
તપમન્દિરે આજે, ઓ પૃથ્વીના લોક !
તપસ્વીનો ઉત્સવ છે, ઉત્સવ છે.

(૧૮)

# ગુર્જરી કુંજો



૧

અહ! અદ્ભુત ને રસસુન્દર શી અમ દેશની કુંજઘટાઓ!
મદમાતી કૂજે જ્યંહિ કોયલડી, જ્યંહિ આમ્રવનોની છટાઓ;
ઝરથોસ્તની અગ્નિશિખા જ્યહાં જલે, જ્યંહિ સૂરજવંશી નિકુંજો,
ગિરિગહ્વર શી ગુણગંભીર એ ઘનઘેરી ગુર્જરી કુંજો.

૨

જ્યંહિ વિન્ધ્યગિરિ ગરવો, શુકસોહતી સાતપૂડાની ગુફાઓ,
જ્યંહિ પ્રેમ ને શૌર્યની તાપીતટે હજી ગાજી રહી વીરતાઓ;
વટતાપસને ભુજમાં ભીડી જ્યહાં નદીએ ઉરદ્રાવથી પૂજ્યો,
જલકેલિ કરે જ્યંહિ સુન્દરી, એ જલભીની ગુર્જરી કુંજો.

૩

જ્યંહિ ભૂલભૂલામણી કોતરની ગૂંથી મધ્વરથી મહી ગાજે,
જ્યંહિ લોહ ને વજ્રની ઝાડી પરે અધિદેવી જ કાળી વિરાજે;
જ્યંહિ કુંડ ભર્યાં કંઇ ઉષ્ણ નીરે, જ્યંહિ પ્રેમદયારવ ગુંજ્યો,
જ્યંહિ દુર્ગની માળ ગજેન્દ્ર શી, એ ગઢગર્વી ગુર્જરી કુંજો.

૪

જલપૂર્ણ સરોવર હેલે ચ્હડયાં, ઘેરી ગોમતીને તરુ ઝૂકયાં,
ફૂલી શારદવેલ પ્રફુલ્લ ફૂલે, જયંહિ ભકતમયૂર ટહૂકયા;
રસિકાઉર શાં ઝરણાં ઝીલતો નદ સમજલે જયંહિ ઝૂજ્યો,
રસવાડી ખીલી રસિયાંની શું ! એ રસવન્તી ગુર્જરી કુંજો.

૫

યશમન્દિર જ્હાં સુલતાની તણાં, જયંહિ સ્ફાટિકપાળ તળાવો,
જયંહિ શામળ ને દલપત્ત અખો, જળમ્હેલ સમી વિભુ વાવો;
જયંહિ અભ્રની વેલ શી સાભ્રમતી, જિનવૈભવ જ્હાં વડુ દૂઝયો,
જયંહિ હુન્નર લક્ષ્મીથી સોહત, એ રિધરમ્ય ગુર્જરી કુંજો.

૬

ઊંડી ડુંગરની ગલીઓ મંહી દેવ વસે વનપ્હાડઉછંગે,
જયંહિ નીરઝરાતીર વાઘણવાઘ રમે ભીલબાલક સંગે;
દીઘ જોધપુરે ને ઉદેપુરને ચાપધારી યશસ્વી અનુજો,
કંઇ વાદળ શી પથરાયલ એ વનશોભી ગુર્જરી કુંજો.

૭

ઉચું, ગુર્જરીના શીષફૂલ શું, અર્બુદ શૃંગ સ્ફુરન્ત અચંબા,
વળી આશિષવેણુ શિરે વરસે જગવત્સલ શ્રી જગદંબા;
સુકુમાર સરસ્વતીનીરતીરે ઘેનુ મન્દિર તીર્થ ભુરૂજો,
જયંહિ ક્ષત્રિયતાનું સિંહાસન, એ યશવર્તી ગુર્જરી કુંજો.

૮

ઝીલી યોગગુફાઓ ગરૂડેશ્વરી ગિરનાર ઉભો નભ થંભી,
જ્યંહિ સિંહ ભરેલ સનાતન ગીર વનો પથરાય ગોરંભી;
નરસિંહ અશોક ને રાણક, ઘોડલી ને હરણાંધ્વનિ કૂજ્યો,
ઇતિહાસ પુરાણી ને સેજળ એ જગજૂની ગુર્જરી કુંજો.

૯

નદીઓનાં મુખો મંહિ જ્યહાં ઉચ્છાલક પશ્ચિમસિન્ધુ ઉછાળે,
જ્યંહિ યાદવીભીની હિરણ્ય હજી ય શ્રી કૃષ્ણની ભસ્મ પ્રજાળે;
જ્યંહિ રુક્મિણિનાં ઉરસ્વપ્ન ફળ્યાં, મહિમા શ્રી સુદામાનો બૂઝયો,
ઢળી નાઘેર સારસશોભી, એ કૃષ્ણસુહાગી ગુર્જરી કુંજો.

૧૦

જ્યંહિ સાહસશૌર્ય વરે સુન્દરી, નરનારાયણી જ્યંહિ કુંડો,
જ્યંહિ જેસલતોરલ સાથ સૂતાં તેહ કુંજલડીભર ઝુંડો:
વસુધાના વસૂથી લચ્યાં ને નમ્યાં શું વસન્તવિભૂતિનાં પુંજો,
ઉરભાવ સમી અમ એહવી સૌ ગુણગર્વી ગુર્જરી કુંજો:

ગુણગર્વી ગુર્જરી કુંજો.

